" एकोऽहं वै नारायण आसीत्. "

॥ અનેક શ્રુતિના પાઠથી, પ્રતિપાદિત જે એક ॥

॥ વિધિએ બોધે સેવ્ય છે, તેજ તત્વ છે એક: ॥

શ્રીમતે રામાનુજાય નમઃ

ગુજરાતીમાં

# શ્રી રહસ્ય સાર.


લખી પ્રસિદ્ધ કરનાર,

રંગપ્રસાદ પ્રભુલાલ શ્રી વૈષ્ણવ

મુ. રાધનપુર



આવૃત્તિ ૧ લી. સંવત્ ૧૯૭૧.

અમદાવાદ. " શ્રી સત્યવિજય " પ્રિન્ટીંગ પ્રેસ.

શા. સાંકળચંદ હરિલાલે છાપ્યો.

કિંમત રૂ. ૦-૨-૦.


વેદાંત સૂત્રથી જાણવા, જીજ્ઞાસા જે એક ॥

અખીલ હેય ગુણ પ્રત્યનીક, નિરગુણે તે એક. ॥

પ્રમાણથીજ પ્રસિદ્ધ છે, સગુણ શ્રીહરિ એક; ॥

શ્રી સંપનારાયણ, એક નિશ્ચયે એક ॥

" एकोह वै नारायण आसीत् "

॥ અનેક શ્રુતિના પાઠથી, પ્રતિપાદિત જે એક ॥
॥ વિધિએ બોધે સેવ્ય છે, તેજ તત્વ છે એક ॥

શ્રીમતે રામાનુજાય નમઃ

ગુજરાતીમાં

# શ્રી રહસ્ય સાર.

લખી પ્રસિદ્ધ કરનાર,
રંગપ્રસાદ પ્રભુલાલ શ્રી વૈષ્ણવ.
મુ. રાધનપુર.

આવૃત્તિ ૧ લી. સંવત્ ૧૯૭૧. પ્રત ૩૦૦
અમદાવાદ " શ્રી સત્યવિજય " પ્રિન્ટીગ પ્રેસમાં
શા. સાકળચંદ હરિલાલે છાપ્યો.

કિંમત રૂ. ૦-૪-૦.

વેદાંત સૂત્રથી જાણવા, જીજ્ઞાસા જે એક ॥
અખીલ હેય ગુણ પ્રત્યનીક, નિરગુણે તે એક. ॥
પ્રમાણથીજ પ્રસિદ્ધ છે, સગુણ શ્રીહરિ એક; ॥
શ્રી સપન્નારાયણા, એક નિશ્ચયે એક ॥

# શ્રીમતે રામાનુજાય નમ:



શ્રી ૧૦૮ શ્રીમાન્ સ્વામીજી વૈકુંઠવાસી શ્રી કમલનયન શાસ્ત્રીજી મહારાજના ચરણકમલમાં અડિયેન દાસોડસ્મિ વિ૦ વિ૦ કે શ્રી મદુભય વેદાન્ત પ્રવર્તકાચાર્ય શ્રીગોવર્દ્ધનપીઠાધિપતિ શ્રી બાધૂલ કુલપ્રદીપ મહાન પ્રતાપી આચાર્યવર્ય શ્રીરંગસુરીની કૃપા કટાક્ષથી અમ્હારા પૂર્વજ દાદા શ્રી નૃસિંહ મહેતાજીના ચોરામાંજ આપ શ્રી સમ્પ્રદાય વિજયાર્થે ઘણા વર્ષો સુધી વિરાજી રહ્યા તેમા કેટલાક વર્ષો પર્યંત દાસના પિતાશ્રી પ્રભુલાલભાઇ ઉપર જૂનાગઢમાંજ આપની અપૂર્વ કૃપા વિશેષ રહ્યાનો, અનાયાસેન બાલ્યાવસ્થામા સ. ૧૯૩૮ મા આ દાસ જ્યારે વૃંદાવનસ્થ શ્રી ૧૦૮ શ્રી સુદર્શન શાસ્ત્રીજી મહારાજ યાત્રામા ફરતા આપના ધામે પધાર્યા ત્યારે દર્શને આવી ચડતા, આપે અદ્દભૂત પરિચય આપ્યો અને ત્યાર પછી ક્રમશ શ્રી રહસ્યસારોપદેશ અને દૂયાર્થ ગર્ભપૂર્ણ આલવદાર સ્તોત્રરત્ન પ્રેમ અને દૃઢ આગ્રહપૂર્વક પ્રસાદરૂપે આપના વચનોમા "શ્રી રંગકે પ્રસાદમે" પ્રદાન કર્યા હતા એ પ્રસંગાદિના સ્મરણપૂર્વક આપના ચરણકમળનુ ધ્યાન કરીને આ ગુજરાતી શ્રી રહસ્ય સાર આપના જ કરકમળમા સમર્પણ કરૂ છઉં તેનો સ્વીકાર થાવાની પ્રાર્થના છે

સ. ૧૯૭૧ ના<br>અષાઢ સુદી ૧૧<br>મુ. રાધનપુર.

ભવદીય દાસાનુદાસ<br>દીન કિંકર<br>રંગપ્રસાદ શ્રી વૈષ્ણવ

# શ્રીમતે રામાનુજાય નમઃ

આ રહસ્યસાર વૈષ્ણવ માત્રને અનુષ્ટેય છે એકેએકે સમગ્ર ૧૮ રહસ્યની ઉપાસના યથાસામર્થ્ય સપાદન હરેક વૈષ્ણવ કરી શકે છે આ રહસ્યોમા કોઈ વિકલ્પ કે પરસ્પર વિરોધ નથી

જે એકાતિક નિત્ય કિંકર થઇ શકશે તેજ અભ્યાસ વધારીને આચાર્ય આધીન સર્વાત્મના બની જઇને બેશક પરમૈકાતિક પણ બની જશે એકે વખતે સર્વ રહસ્ય ઉપાસના થવી કઠણુ લાગશે. પરતુ ક્રમશ અભ્યાસથી સર્વ ઉપાસના પરીપકવ શ્રીહરિ કૃપાબળથી શ્રી ગુરૂપ્રતાપથી અવશ્ય બની જશે. સકલ્પ નિશ્ચય નીષ્ઠા બળની માત્ર અગત્ય છે

વ્યહવાર અને ઉદર નિમિત્તે સત્સપ્રદાયથી વિમુખ અજ્ઞ બલ્કે વિપરીત વિચાર આચાર વિજાતીય ધર્મ કર્મવાળાઓના સગમા અનેક વિધિ વૈષ્ણવોને આધુનિક સમયમા આવવુ રહેવુ ભમવુ પડે છે. પરતુ પોતાના સત્સપ્રદાયાનુગુણ નિત્યકર્મ સ્વસિદ્ધાત અનુષ્ટાનને તેથી ઝાખ ન લાગે પાસ ન બેસે તે સભાળથી સાચવી લેવા સારૂ યુવક વૈશ્નવોને આ રહસ્યસાર સ્વધર્મ કર્મ નીષ્ટાવાન અનુષ્ટાનવાન્ યથાસમય યથાશક્તિ બનાવવામા શ્રીહરિ કૃપાથી વિજયી થશે એટલે આ કૈકર્ય સાર્થકતાને પામશે. સુખદુખ હાની લાભ પ્રાપ્તી વ્યય સઘળુ પ્રારબ્ધાનુસાર બને જાય છે. સત્સપ્રદાય નીષ્ટા છે, તો તદનુગુણ સત્કર્મ આરાધનાદિમા પ્રમાદ આલસ્ય ઉપેક્ષા કેમ છાજે ? ને સત્કર્મથી આલોક પરલોક બેઊ બાજી સુધરે છે. સ્વ સપ્રદાય નિર્વાહમા સદેહ આવે તે શાસ્ત્રપઠનથી શીષ્ટસેવન પ્રશ્ન

પરિપ્રશ્નથી નિવારવો ઘટે છે. વિશ્વાસ છે કે ભક્તીપૂર્વક આ રહસ્યો સેવ્યાથી વાસ્તવિક ઉપાસના કરે ગયાથી સર્વ સંદેહ નિવૃત્ત થઈ જશે.

આ રહસ્યો શ્રીભાષ્યકારના વચન છે. શ્રીસંપ્રદાયસ્થ વૈષ્ણવોને સ્વીકાર્ય છે. રહસ્યનો અભિપ્રાય માત્ર સંપાદન કરવાનો યત્ન થયો છે.

વૈષ્ણુવે કેવા થવુ શુ શુ કરવુ જોઈએ. ભગવત્પ્રાપ્તી ક્યારે શી રીતે થઈ જાય છે ? તે પ્રતિપાદ્ય વિષય આમા છે પરમોપયોગી ખાસ અનુષ્ટેય છે

વિશ્વાસ છે કે મહાત્મા વૈષ્ણવ ભગવદ્‌ભક્ત લોક આદરપૂર્વક કૃપાપૂર્વક રહસ્યસારનુ સેવન કરશે વિચારશે યદ્યપિ ક્યાહી કઈ અજ્ઞાન કે અલ્પજ્ઞતા દોષ દૃષ્ટીગોચર થશે તો તે તેમની કૃપા ઔદાર્યમા ક્ષતવ્ય બનશે, એમ પ્રાર્થના છે. ફરીને પ્રાર્થના એજ કે જે કઈ શ્રીહરિએ આ લેખ ગુજરાતીમા લખાવ્યો છે તે ઉપર ધ્યાન અપાય અને એકાગ્રતાથી ધીરેધીરે નિયમસર તેમા મન લગાવાય એટલે દાસનો આ યત્ન કૃતકૃત્યતાને પામે. અસ્તુ. શ્રીહરયે નમઃ શ્રીયૈ નમઃ શ્રીમતે રામાનુજાય નમ અસ્મદ્ ગુરુભ્યો નમ. અસ્મદ્ સર્વ ગુરુભ્યો નમોનમ

સં ૧૯૭૧ ના અષાઢ સુદી ૧૧ }
મુ. રાધનપુર. }
દીન કિંકર રંગપ્રસાદ.

શ્રીમતે રામાનુજાય નમઃ

# -अथ रहस्य सार-

---

અનાદિ કર્મ પ્રવાહથી સસાર સમુદ્રમા બદ્ધ જીવો નિમગ્ન છે. તે છતા તેમાથી નીકળવાને ઉપાય નહી કરતા અહતા મમતા રાગદ્વેષાદિ વિવિધ દોષયુક્ત જીવન ગાળે છે, જેના પરિણામે ફરી ફરીને એજ સસાર પ્રવાહમા વહેતા પૂરમા-જન્મ મરણરૂપ ભ્રમ-રમા-ઘુમતાજ રહે છે.

જે જીવો તત્વજ્ઞાન રહિત છે,-કેવલ બાહ્ય વિષયનેજ જાણવા-વાળા છે, કર્મ કરે છે, તો તે પણ કેવળ ભોગનેજ અર્થે; અથવા ભોગનો ઉપભોગ કરે છે તે પણ કેવલ કર્મ કરવા ખાતરજ, તે જીવો જેમ નદીની કાદવ-કચરાવાળી પૂર ભરતી-રેલ-મા ઘુમતા કીટો સુખ પામતા નથી તેજ હિસાબે જન્મ જન્માતરે પણ કાઇજ સુખ પામી શકતા નથી

“ ममै वाशो जीव लोके जीवभूत सनातन ” એ શ્રી ભગ-વદ્ વાક્ય છે તે પ્રમાણે જીવ તો ભગવાનનો અશ છે.

હવે અદ્વૈતીઓ કહે છે કે જીવ એજ બ્રહ્મ છે. અવિદ્યાના આવરણને લઇનેજ બ્રહ્મજ જીવ સજ્ઞા પામેલો છે પરતુ પ્રમાણો તપાસતા આ કહેવું અયુક્ત અને વિરૂદ્ધ છે એમ નિશ્ચય થાય છે. ઉપર કહ્યા પ્રમાણે સ્વાશ્રમૂત જીવને નિરતર સસારમા પડેલો જોઇને શ્રીમન્નારાયણને અત્યત કૃપા ઉપજે છે.

**एवं संसृति चक्रस्थे भ्राम्य माणे स्वकर्मभिः**
**जीवे दुःखाकुले विष्णो कृपा काप्यु पजायते ॥**

અર્થાત્ સ્વકર્મોથી સસારચક્રમાં ભમતા-દુખથી વ્યાકુળ રહેતા-જીવના હિતખાતર ભગવાન વિષ્ણુમા કોઇ વિલક્ષણ કૃપા ઉદ્ભવે છે.

ભગવત્ અનુગ્રહ-કૃપા-ની વિલક્ષણુતા એજ કે તે જીવ ભગવત્ કૃપાપાત્ર થાતાવેતજ મોક્ષમાર્ગને રસ્તે તે લાગે છે, એજ તેનુ મહા ભાગ્ય-સૌભાગ્ય છે.

ભગવત્ કૃપાની નીશાની એ છે કે ઝટ તે જીવ આચાયની શોધમા પડે છે કારણ કે આચાર્ય વગર કાઇજ બની શકતુ નથી. તે આચાર્ય પ્રાપ્તીના છ હેતુઓ છે—

**ईश्वरस्य च सौहार्दं यदृच्छा सुकृतं तथा.**
**विष्णोः कटाक्ष मद्वेष आभिमुख्यं च सात्विकैः**
**संभाषणं षडतानि ह्याचार्य प्राप्तिहेतवः ॥**

આ વાત સકલ સપ્રદાય સિદ્ધ છે આચાર્ય વિના ઇતર કોઇ એહેવા સમર્થ નથી કે જે જીવને સસાર કુપથી કહાડીને ભગવત્ પ્રાપ્તીના માર્ગ ઉપર મૂંકી શકે. શ્રુતી પણ એમજ કહે છે કે " सगुरुमेवाभिगच्छेत सामितपाणि श्रोत्रिय ब्रह्मनिष्ठम् " ભગવત્પ્રાપ્તીની મરજી થઇ કે તુરત શાસ્ત્રજ્ઞ અને બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જવુ જોઇએ પરતુ ગુરૂ સમીપ ખાલી હાથે જવાનુ નથી પાસે કાઇ પણ ન હોય તો છેવટે એક સમિધજ હાથમા લઇને જવુ.

ભગવતકૃપાથી આચાર્ય પ્રાપ્તી થાય છે. અને આચાર્ય કૃપા વગર કોઇથી પણ સસારથી પાર ઊતરાતુ નથી બલ્કે આચાર્ય અપરાધ થઇ જાય તો તેથી પણ ફરી ફરીને સસારમા ગોથા ખાવાનાજ રહે છે. કપટાદિ દોષ રહીત શિષ્યની શુદ્ધ નિર્મલ વૃત્તિ તપાસી અજમાવી લઇને કેવલ કૃપા માત્રથી આચાર્યશ્રી પણ શિષ્યને શાસ્ત્રવિધિ પુર સર શ્રીમન્નારાયણના ચરણાર્વિંદમા પ્રપત્તિ કરાવી દે છે

પરમાત્મા સકલાતર્યામી છે એટલે શ્રી મુકુંદ સ્વામી સ્વયં જીવને નિજ ચરણમા લગાવી શકે છે. તથાપિ ભગવાન પુરૂષ્કારની અપેક્ષા રાખે છે. અને તેજ કારણથી આચાર્યદ્વારા જીવને સ્વીકારે છે. અને જીવ પણ આચાર્યકૃપા પૂર્વક મળેલા-સાપડેલા ઉપદેશથીજ ભગવત્ ચરણાર્વિંદની પ્રાપ્તી કરી શકે છે.

જેવી રીતે લવણ સમુદ્રથી વીટાએલી અને રાક્ષસોથી ભરેલી લંકામા શ્રીરામ સ્વામીનો સદેશો શ્રી મારૂતીદ્વારા શ્રી જાનકીજીને મળ્યો તેવીજ રીતે ભવસિધુથી ઘેરાએલી અને દર્પાદિ ઉદગ્ર જે ઇન્દ્રીયોરૂપ રાક્ષસો તેથી અધિષ્ટીત લકારૂપ દેહ-તેમા રહેલો આ જીવ-તેના અર્થે હનુમાનજી સ્થાને શ્રી આચાર્ય તેમની કૃપા વડેજ ભગવત્ ચરણની પ્રાપ્તી થઇ શકે છે.

ઊપર કહી ગયા કે આચાર્ય શ્રીમન્નારાયણના ચરણાર્વિંદમા પ્રપત્તિ કરાવી દે છે-તે પ્રપત્તિ આકાર ત્રય સપન્ના છે એટલે તેના ત્રણ વિશેષણો છે --

૧ अनन्यशेषत्व—એક ભગવાનનાજ શેષ ( દાસ ) હોવુ, રહેવુ.

૨ अनन्यसाधनत्व—ભગવત્ પ્રાપ્તીમા સાધન ઉપાય પણ એક ભગવાનજ.

૩ अनन्यभोग्यत्व—આ જીવ ફક્ત એક ભગવાનનોજ " भोग्य " છે ભોક્તા ફક્ત એક શ્રીપતિજ મ્હારો તો છે એમ સમજવુ.

ઉક્ત આકાર ત્રય સપન્ના પ્રપત્તિ ને પૂર્ણ પ્રપત્તિ છે.

શ્રી ભાષ્યકારનુ વચન છે કે " इदमेव करण त्रय एक करणे न्यूनता चेदपि भगवत्प्रभावत फल न्यूनता नास्ति " ॥ દૈવ વશાત્ પ્રપત્તિમા એકાદ બે આકાર ( વિશેષણ ) ની ન્યુનતા રહી જાય તથાપિ ભગવત્ અનુગ્રહથી ફલમા ન્યૂનતા રહેતી નથી—પ્રપત્તિ ફળ એજ કે ભગવત્પ્રાપ્તી અને તે પ્રાપ્તી તો કેવળ ભગવત્કૃપાને વશ છે. એટને એકાદ આકારની પણ પરિપકવાવસ્થાથી ભગવત્કૃપા થઇ ગઇ તો બસ ફળમા ન્યૂનતાનો સભવ નથી. ભગવત્કૃપાને આશ્રયીને પ્રપત્તિ એ ભગવત્પ્રાપ્તીમા ઉપાય છે, પરતુ પ્રપત્તિમા જીવનો અધિકાર થવાનેજ સ્વસપ્રદાયાનુસાર વૈષ્ણવતા સપાદક પંચ સસ્કારાદિની અવશ્ય અપેક્ષા છે ને તેથીજ શ્રી ગુરૂજી તે પ્રથમ પ્રદાન કરે છે પચ સસ્કારાદિ વિના પણ જે લોકો અનન્ય સાધનત્વાદિ પ્રપત્તિ આકાર સપાદાન કરે છે તે તો પ્રપત્તિ ભાસ માત્ર છે મને તો એમ સમજાયુ છે કે પચ સસ્કારાદિ હીન પ્રપત્તિથી સંપૂર્ણ ભગવત્કૃપા પ્રાપ્ત થઈ શક્તો નથી એટલા માટે દઢ આગ્રહ છે કે મુમુક્ષુ જીવે સપ્રદાયાનુસાર વૈષ્ણવતા સપાદક પચ સંસ્કારાદિ ઉપર દઢતર નીષ્ટા અને વિશ્વાસ અવશ્ય રાખવા જોઇએજ.



## —प्रपन्नता.—

## —" प्रपत्तिः शरणागतिः "—

જેમ ચાતક સ્વાતિ બિંદુ વિના અમૃત પણ પીતુ નથી, તેમ સકલ પ્રયોજનના મનોરથ માત્રનો ત્યાગ કરી દઇને જે પોતાને ભગવત્ શેષ ( દાસ ) સમજે છે, અનન્ય શેષત્વ અનુભવે છે, તેનુ નામ ભગવત્ શરણાગતિ છે તેજ પ્રપન્નતા છે. પિપાસાર્ત ચાતક ભલે મૃત્યુવશ થાય પણ જલ સારૂ ઇન્દ્રને પણ યાચતુ નથી–તેજ રીતે ભગવત્ ઉપાસનામા અનન્ય બનીને નિમગ્ન થવુ જોઇએ. અને તે દ્વયાનુસધાનપૂર્વક થવુ જોઇએજ.

"नारायण पदद्वन्द्वं प्रपन्नो यावदायुषम् ॥

" द्वयमावर्तयेन्नित्यं तस्यार्थ मपिचिन्तयेत् ॥

આયુષ છે ત્યા સુધી શ્રીમન્નારાયણના ચરણ દ્વયમા સદા પ્રપન્ન જને–દ્વયાનુસંધાન કરતા રહેવુ જોઇએ. દ્વય મત્રનુ નિત્ય આવર્તન તેના અર્થનુ પણ ચિતવન અને તે સાથે "क्षीरांभोनिधि " ઇત્યાદિ પ્રકારે શ્રીમન્નારાયણનુ સાગોપાગ ધ્યાન; તેનુ નામ. દ્વયાનુસધાન.–" द्वयानुसंधानेन श्रीरगे सुखमास्व " આ રહસ્ય સવિસ્તાર સમઝવાને શ્રીભાષ્યકાર પ્રણીત શ્રી શરણાગતિ ગદ્ય છે તે બરોબર જોઇ સમઝી લેવુ જોઇએ અને તે સાથે તે કેવા છે ને કર્યા છે તે સારૂ શ્રી રગગદ્ય અને વૈકુંઠગદ્ય પણ તે ભેગુ જ છે તે પણ સમજવાં જોઇએ.

શ્રી શંકરસ્વામી પણ મુદ્દો એજ જાળવે છે કે—

नारायण करुणा मय शरणं करवाणि तावकौ चरणौ ।
इतिषट्पदीमदीये वदन सरोजे सदावसतु ॥

સમગ્ર શ્રી ગીતાનો ઉપદેશ કરીને શ્રી અર્જુનજીને પણ ચરમ શ્લોકમા–ભગવાન શ્રી કૃષ્ણ પરમાત્માએ એજ આજ્ઞા કરી કે—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

શ્રી યામુનાચાર્ય સ્વામીજી પ્રપન્નતાના આ સ્વરૂપને વ્યક્ત કરે છે કે—

निरासकस्यापि न तावदुत्सहे महेशहातुं तव पाद पंकजम्
रुषानिरस्तोपि शिशुःस्तनंधयो न जातु मातुश्चरणौजिहासति ॥

બરોબરીઆ ભાઇ ભાઇ એક બીજાથી જૂદા પડી જાય છે. પરંતુ સમોવડ નથી હોતી ત્યા છોડનારનો પણ પરિત્યાગ થઈ શકતોજ નથી. પતિ સ્ત્રીને છોડી દે. પણ સ્ત્રી તેને તજી દઇ શકતીજ નથી કેમકે પોતે મરણોત્તર પણ અન્ય પુરૂષથી તેને અર્થે સબધજ ગખી શકતી નથી. તેમજ જીવો અનેક છે. ભગવાન છોડે પણ સ્વામીજી સ્વસ્વામીભાવ સબધને પણ વ્યક્ત કરે છે કે–આપ મને છોડો પણ મારે બીજો સ્વામી નથી પછી તમને કેમ છોડી શકાય ? હે મહેશ ! નિસીમ ઐશ્વર્યયુક્ત છો એટલે મ્હારી અપેક્ષા પરવા–ન હોવાથી–કદી આપતો મ્હને છોડી દો પણ હું તો પરિત્યાગ શુ ? આપના ચરણાર્વિંદના પરિત્યાગનો ઉત્સાહ–સકલ્પ–વતીકપણુ–

કરી શકતોજ નથી જેમક્રોધાતુર માતા પોતાના ધાવણા બાળકને પટકી દે છે પણ તે બીચારૂ બાળક માતાના ચરણોને ત્યજી શકતુ નથી. કેમકે તેને તો આશ્રય તે માતુશ્રીજ છે તેમ—

---

( ૨ )

## —प्रपत्तिनैष्ठिकता—

આ બીજુ રહસ્ય છે અને તે એ કે પરમદયાલુતા અવશ્ય અનુષ્ટેય છે. "તૃણ છેદનમા પણ પ્રભુનો ભયધારવો" 'અને પ્રભુ ચરણેજ દૃઢ પ્રીતિ ધારવી" જીવ માત્ર ઉપર પરમદયા નીભાવવી ઘટે છે. તૃણાદિ પણ સજીવ પદાર્થ છે. તે છેદવામા પણ દયાની હાની—વિરોધ—છે

દષ્ટાંત દેવાય છે કે શીયાળામા એક પારધીએ કપોતીને જાળમાજ પકડી લીધી—પરતુ ઠંડીથી જકડાઇ ગયાથી તે પારધી વડ નીચે પડયો એવામા કપોત કપોતીવિયોગી વિલાપ કરતો આવી ચડયો તેને જોઇ કપોતી બોલી—"રોવો ના. હું તો જાળમા છુ. પારધી આપણા વડ નીચે શીત દુખમાં સપડાયો છે. કોઈ પ્રકારે પણ તેના દુઃખની નિવૃત્તિ કરો" કપોત કહે—" એ તો શત્રુ છે. તુને જાળમા પકડી છે. તેનાપર ઉલટો ઉપકાર કરૂં ? એ શુ યોગ્ય છે ?" કપોતી ફરીને કહેવા લાગી—"બેશક તમને બહુ ધર્મ થશે. દોષની ઉપેક્ષા કરો પરમધર્મજ દયા છે. તે દયાનો પરિત્યાગ કરોમાં. તેનુ શીતદુ.ખ કોઇ રીતે નિવારો."

પક્ષીમા પણ આવો ખેલ છે. તો મનુષ્યે કેમ તેવાં ન થવું.

વર્તવુ જોઇએ ! જેના ચિત્તમાં ઉંડી દયા નથી અને કઠોર વાણીછે. તે પાપ બીજ છે મધુર વાણી અને દયાથી કોમળ હૃદય એ ધર્મ બીજથી ઉત્પત્તિનુ લક્ષણ છે.

મનુમહારાજે ચાતુર્વર્ણના સાધારણ ધર્મો આર્જવ. સત્ય, દમ, અને ઇન્દ્રીય નિગ્રહ-કહ્યા છે સ્મૃતિ ધર્મ માર્ગ આઠ ગણાવે છે યજ્ઞ, અધ્યયન, દાન, તપ, સત્ય, ક્ષમા, "दया" અને અલોભ,

સારાંશ કે નિજ પ્રાણ અપેક્ષાએ કરીને પણ જીવમાત્રને સ્વધર્મ અતીવ રક્ષણીય છે. જેનો સમય ધર્મવિહીન જાય છે તે જીવતે મુઓ છે. 'અમે સાચાને પક્કા વૈશ્નવ તો છીએ. તમે વૈશ્નવ કેવા છોને શુ કરો છો તે અમે જાણીએ છીએ" વગેરે સાભિમાન પૂર્વક વૈશ્નવતો મોટી વાત છે પણ ગમે તે જીવ પ્રત્યે કહી નાખ્યાથી "જીવ હત્યા" દોષ આવે છે ! કલીકાલમા-આહવી જાતના પોતાને "પ્રપન્ન' કહેવરાવનારાઓને તો અમે અન્ય શુ કહીએ ' એટલુજ કે " नमो वैष्णवेभ्य नमो भागवतेभ्यो नमोनम " કારણ કે माकुरु वैष्णवकुलदुषणार्चिताम्" એ મનાઇ હુકમને ચુસ્ત રીતે પાળવામાજ પ્રર્યાપ્ત નૈષ્ટિકતાની પરમદયાળુતાની સીમા છે. હવે દૃષ્ટાંત પૂરૂ કહી નાખવુ જોઇએ, કપોતી કહે છે કે —

**" यस्य धर्म विहीनानिदिनान्या यांति यान्ति च**
**सलोहकारमस्त्रेवश्वसन्नपि न जीवाति "**

માટે હે કપોત સ્વામિન્ ! કોઇ રીતે આ પારધીની શીત નિવૃત્તિ કરો." કપોતે ઘાસ એકઠી કરી માહે અગ્ની મૂકયો. પારધી તાપ સેવીને હુશીયાર થયો. પછી તેના જઠરની શાંતિ અર્થે તે જોડુ ઇચ્છાપૂર્વક તેજ અગ્નીમા પડયુ ! ! તેમના શરીર અગ્નીમા રંધાઇ

ગયા તે ભક્ષીને તે પારધી તૃપ્ત થયો ! ! ! આ પુણ્યથી સ્વર્ગા રોહણુ સારૂ વિમાન આવ્યુ ત્યારે તે પારધી વિના સ્વર્ગે જવાની તે જુગલ આત્માઓએ ના કહી ! ! ! વિમાનગણો સાથેનો આ સવાદ પારધીએ સાભળ્યો તેથી તે વિસ્મય થયો. પાશ્ચાતાપ પામ્યો. એટલે ચિતા રચીને સ્વશરીર ભસ્મ કર્યુ એટને ત્રણે સાથે સ્વર્ગે સિધાવ્યા !!!

બીજુ દષ્ટાંત કિરાત-સિંહ અને વાનરીનુ છે એક કીરાત મૃગયા સારૂ વનમા ફરતે સિહ જોઇને ભય પામ્યો એવામા એક વૃક્ષપર એક વાનરી બેઠી હતી તેણ પોતાનુ પુછડુ પકડાવીને તેને વૃક્ષપર ચઢાવી લઈ પ્રાણ રક્ષા કરી આપી પરતુ સિહે ત્યા આવીને વાનરી પાસે નિજ ભક્ષ્ય-કિરાત-માગ્યો તેને નીચે ફેકવા વાનરીએ નાપાડીને કહ્યુ કે તે તો હવે શરણાગત છે થોડીવારે તે વાનરી નીદ્રાવશ થઈ ગઈ એટલે સિહે કિરાતને કહ્યુ-"વાનરીને તુ નીચે ફેક તેને ખાઈ રસ્તે પડુ ને તારો માર્ગ ખુલ્લો થાય કિરાતે માન્યુ વિશ્વાસ ઘાત કર્યો-વાનરીને ધક્કો માર્યો વૃક્ષે વૃક્ષે ફરવા કૂદવામા ચપળ વાનરી નહી પડતા ડાળાને લટકીને સ્વસ્થ થઈ બેઠી. કિરાત પણ શરમથી ઉદાસ થયો સિહ બોલ્યો-અરે વાનરી ! વિશ્વાસઘાતી કિરાતની હવે શાને રક્ષા કરે છે ? તેને નીચે ફેકી દે વાનરીએ ઉત્તર આપ્યો કે "સર્વાત્મના પશુ-ગાય-પરોપકાર સારૂ છે જડ વૃક્ષ-નદી પણ તેટલાજ સારૂ છે. તો મારૂ વાનર શરીર પણ તેમજ હોવુ ઘટે છે, આખરે તેને દૃઢ જોઇને સિહ જતો રહ્યો-પછી કિરાતને થોભાવીને તેના સારૂ ફળ લાવવાને તે વાનરી વનમા ગઈ. પરતુ પાછી આવતા જુએ છે તો તેના નાના બચ્ચા તે કિરાત ભુખના દુ ખે મારીને ખાઇ ગયાનુ સમજાયુ તેણે કહ્યુ " ક્ષુધાર્ત દશામા તે આવુ કર્યુ તો મારા બચ્ચા કૃતાર્થ થયા ને લે આ ફળો

પણુ ખા.' છતાં પણુ તેને ઉદાસી થઇ નહી તેનુ કારણુ પૂછતા કિરાત બોલ્યો–મને ઘેરથી નીકળતા બચ્ચાએ કંઇક માંસ લેતા આવવાને કહેલુ પણુ તે હવે રહ્યુ નથી તેથી ઉદાસી છે વાનરી એ કહ્યુ "એમ છે તો લે મારા શરીરને તારા તીરથી વિધી નાખ ને તારી ઇચ્છા પૂર્ણુ કર" કિરાતે તેમ કર્યું એટલે વાનરી સારૂ દેવવિમાન આવ્યુ" "કિરાતને પ્રસન્ન કરતા સ્વર્ગ મળે છે પણુ તેના વગર કેમ અવાય ?" એમ વાનરીએ કહ્યાથી પરિણુામે સ્વ-સતાન ને કીરાત સહીત તે વાનરી સ્વર્ગ પહોચી શ્રી મારૂતી કુલ જન્મ સફળ કરી ગઇ.

આહવી દયાપરાયણુતાનો સમાવેશ પ્રપત્તિ નૈષ્ઠિકતામા થાય છે. યદ્યાપિ વૈશ્ણુવને દયાનિર્વાહ સ્વર્ગાદિ પ્રાપ્તિ અર્થે નથી પરતુ ભગવન્મુખોલ્લાસાર્થે અવશ્ય દયાનિર્વાહ્ય ગણાય છે

શ્રી વૈષ્ણુવના હત્પદ્મમા કરૂણૈકનિધિ શ્રીપતિ પોતે વિરાજે છે ત્યા પછી નિર્દયતા નિષ્ઠુરતાની ગંધે શેની સભવે છે ? વૈષ્ણુવત્વમા દયાનિર્વાહતા સ્વાભાવિક છે જ. "તુલસી દયા ન છોડીયે જબલો ઘટમે પ્રાણુ" તે આહવી રીતે. ઇતિ

---

( ૩ )

## નિર્ભરતા

આ ત્રીજુ રહસ્ય છે. ભાર રહીત થઇ રહેવુ. તે યથાર્થ સહેલાઇથી સમઝવાને "શ્રી ન્યાસ દશક" જોઈ વિચારી લેવુ, એટલે બસ છે.

દેહ આત્માના નિર્વાહની સમસ્ત ચિંતા છોડવી શ્રી પ્રભુપદમાં સર્વ ભાર°અર્પીને દઢ વિશ્વાસપૂર્વક નિર્ભર બનવુ. તે સ્થીતિ તે નિર્ભરતા.

કર્મફળ સુખ દુખ દ્વદ તેનો ફળભોગ બનેમા અપ્રાતિ તનુ-ચિતાનો ત્યાગ પ્રભુ નિજ કિંકરનો નાશ સહેતા નથી. રક્ષક છે તે રક્ષણુજ કરે છે કિંકરધર્મ—કૈંકર્યજ કરે જવાનુ છે માલિક સ્વામી પ્રભુ શ્રી હરિજીજ છે મારે કંઇએ કરવાનુ નથી. શ્રીહરિ પોતેજ પાર ઊતારે છે એ રીતે આત્મનિર્વાહની ચિતાનો ત્યાગ તે નિર્ભરતા દેહયાત્રા આત્મયાત્રાની ચિતાનો પરિત્યાગ અર્થાત્ સ્વય દેહાત્મરક્ષ-ણુભાર છોડીને તે ભાર શ્રી પ્રભુપદે ધરીને તેજ શ્રીમન્નારાયણુના ચરણુકમલમા વિશ્વાસ કરીને નિશ્ચીતા કરી લેવી તે નિર્ભરતા.

બ્રહ્માના લોક સુખ પર્યંતની ઇચ્છા કરવી. તેની પ્રાપ્તી સારૂ પ્રયત્ન કરવા તેના ફળ પામવા· તેનુ નામ દેહયાત્રા યત્નના અસા-મર્થ્યથી કે. ઇતર હેતુથી તેની ચિતા ઉપજે છે. તે ચિતાનો ત્યાગ કરવો જોઇએ અવશ્ય ત્યાગ ઇષ્ટ છે. કારણ કે જે કંઇ પ્રાપ્ત થાય છે તે પ્રારબ્ધાનુસારજ છે શુભાશુભ કૃતકર્મ અનુગુણુજ પરિપાક ફલભોગ અવશ્ય છેજ. તે ભોગવ્યા વગર શતકોટી કલ્પપર્યંત કર્મક્ષય બીલકુલ નથી મનવડે શુભાશુભ કૃતકર્મ હોય તે પ્રમાણે માનસ ઉપભોગ છે. વાચીકકર્મ પ્રમાણે વાચીક ઉપભોગ ને કાયીક કર્મફળ ભોગ કાયાએ કરીને છે, જે જે ભાવે જેવુ કર્મ સેવાય છે તે તે ભાવે શરીરવડે તેવુ ફળ પ્રાપ્ત થાય છે ચાહે ચિતા કરો ચાહે મત કરો.

" न प्रहृष्येत् प्रियंप्राप्यनोद्विजेत् प्राप्यचाप्रियम् । स्थिर बुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणिस्थितः ॥ समदुःख सुखः स्वस्थः समलोष्टाश्म कांचनः ॥

દેહયાત્રા ચિંતાની હાની તે એ જ કે–સુખદુઃખ તે કર્મફળ છે તે કર્મહેતુક છે એમ જાણીને સુખે અપ્રીતિ ને દુઃખે અદ્વેષ. મહાત્માઓ વધારે સ્પષ્ટતાથી ગાઇ રહ્યા છે કે " હે ભગવાન્ ! પૂર્વ કર્માનુસાર જે જે થવાનું તે થયા જવાથી ચિંતા કંઇ નથી ચાહે સ્વર્ગે ચાહે નર્કે વાસ મળો. પરંતુ મરણકાળમાં સુંદર શ્રીચરણકમલના ચિંતવનની વિસ્મૃતિ ન થાય તેટલું આપ જાળવી લેજો. "

આત્મયાત્રામાં ભગવત્પ્રાપ્તીનો અભિપ્રાય છે કેમકે ભગવત્ પ્રાપ્તીવિના જીવના યથાર્થ સ્વરૂપનો આવિર્ભાવ બનતો નથી. સંસાર અવસ્થામાં તો પ્રકૃતિ સંબંધ વિશેષથી અજ્ઞાનથી જીવનું યથાત્મ્યત્વ તિરોહીતજ રહે છે "आत्मयात्रा कवत्य पर्यन्तम्" ભવભયાદિએ કરીને મહાનુભાવોને પણ આત્મયાત્રા નિર્વાહમાં બડી ચિંતા રહે છે, તે નિર્વાહની ચિંતાનો પરિત્યાગ તે આત્મયાત્રા ચિંતાની હાની છે. " પ્રભુ નિજકિંકર નાશકો, સહેન, રક્ષક હોય ' પ્રભુ પોતાની વસ્તુની હાની કદાપિ પણ સહન કરતા જ નથી તાત્પર્ય રક્ષણ જ કરે છે ' ધાયે ગોવિંદ, ગજેન્દ્ર ઉદ્ધારે "–પ્રસિદ્ધ કથા છે.

એ રીતે શ્રીહરિજી સ્વામી છે હું તો કિંકરમાત્ર છું. એ સ્વસ્વામીભાવ સંબંધ દૃઢ કરવો ઉદ્ધાર હેતુ મારે તો કંઇજ કરવા પણું એ છે જ નહિ ! કંઇ અનુષ્ઠાન પણ મારાથી તો સ્વોદ્ધાર યોગ્ય બનતું નથી શ્રી કુલશેખર સ્વામીજીએ પણ એજ કહ્યું ગાયું છે કે

" भवजलधिमगाधं दुस्तरं निस्तरेयं, कथमहमिति चेतो-मास्मगाः कातरत्वम् ॥ सरसिजदृशिदेवे तावकी भक्तिरेका नरकमिदि निषण्णा तारयिष्यत्यवश्यम् ॥

સાર એ જ કે હે મન ! એ ચિંતાજ મત કર કે અગાધ દુસ્તર સંસારસમુદ્રને હું કેમ કરીને તરી જઇશ શ્રીમન્નારાયણમા જે એક ભક્તિ છે તેજ અવશ્ય તારી દેશે.

એ પ્રકારે દેહાત્મયાત્રા ચિંતાનો પરિત્યાગ અને શ્રીમન્નારાયણ ચરણકમલમા મહાવિશ્વાસપૂર્વક નિશ્ચય સ્થિતિ, ગતિ, મતિ, કૃતિ તેજ નિર્ભરતા

શ્રી યામુનાચાર્યજી પણ " पितात्व ' થી " नवैवास्मिहिभर" સુધીમા એમજ સ્તવે છે કે " હે ભગવન્ ! સકલ જગતના માતા પિતા પુત્ર સુહૃત્ મિત્ર ગુરૂ આશ્રય આપ જ છો અને હું તો દાસાનુદાસ છુ મને આપવિના બીજો આશ્રય કે ભરોસો વિશ્વાસ નથી. અને શ્રી કૃષ્ણ મહાપ્રભુએ પણ "सर्वधर्मान" ચરમ શ્લોકથી નિર્ભરતાજ પ્રબોધી છે અને તેનુ ફળ કહી દીધુ છે કે-

" यदि वातादिदोषेण मद्भक्तो माचनस्मरेत् । अहंस्मरामि मद्भक्तं नयामि परमांगतिम् " ॥

મરણ સમયે વાતાદિ દોષથી મારો ભક્ત મને ન સ્મરે તો પણ હુ તો મારા ભક્તને અવશ્ય સ્મરૂ છુ ને પરમગતિમા પરમ ધામમા લઇ જાઉ છુ. " ઇતિ-

---

## ૪. उपायशून्यता.

એ ચોથુ રહસ્ય છે. " ઉપાય શૂન્યતા " એ શુ ? તે સઘ સમજવાને શ્રી યામુનાચાર્ય સ્વામીજીનુ જ સ્તવન જોયાથી ખાસ કહેવુ બાકી રહેશે નહી. તેઓશ્રી સ્તવે છે કે

नधर्मनिष्ठोस्मि नचात्मवेदी । नभक्तिमां स्त्वच्चरणारविंदे ।
अकिंचनोऽनन्यगतिः शरण्यं । त्वत्पादमूलं शरणं मपद्ये ॥

તેમના આ વચનોમા ઉપાય શૂન્યતા ભાવના પ્રત્યેકપદમા બહુ સ્પષ્ટ છે.

શાસ્ત્રમા ભગવત્પ્રાત્યર્થે કર્મજ્ઞાન ભક્ત્યાદિ ઉપાયો કહ્યા છે. બને પાખોથી પક્ષી જેમ ગગને ચઢી શકે છે તેમ કર્મને જ્ઞાનવડે જીવ બ્રહ્મને પ્રાપ્ત કરે છે અજ્ઞાન તિમિરનાશક કર્મ છે. બ્રહ્મપ્રાપક જ્ઞાન છે. अविद्यया मृत्युतर्त्वा विद्ययाऽमृत मश्नुते ॥

"मन्मनाभव" ઇત્યાદિથી ભગવાન અર્જુનજીને એમજ આજ્ઞા કરે છે કે મારામા મનવાળો થા મારો ભક્ત થા. મને જ પુજ. મને જ નમસ્કાર કર. એમ કરવાથી મનેજ તુ પામીશ मामेवये प्रपद्यते " અને " मक्तयात्वनन्ययाशक्य " વચનોથી પણ તે જ કહે છે કે મારે જ શરણે આવે છે, જે મારી જ પ્રપત્તિ કરે છે, તે જ આ માયાને તરે છે. કેવળ અનન્ય ભક્તોવડે જ મારા એવા સ્વ-રૂપને તત્વે કરીને જાણવા જોવાને અને મારામા પ્રવેશવાને મને પ્રાપ્ત કરવાને જીવ શક્તિમાન છે.

સપૂર્ણ ભક્તીમાન બન્યા છતા પણ લાબાકાળે સાધ્ય અને દુષ્કર આ ઉપાયો છે એમ ગણવુ અને ફળમા પણ અતીવ વિલબ છે તથા પોતે પણ તદ્દન અજ્ઞ ને અશક્ત છે. એમ માનીને કેવલ ભગવત્ કરૂણામા જ વિશ્વાસ કરવો અને પોતે માત્ર એક દાસ છે તથાપિ ભગવત્ પ્રાપ્તીના ઉપાયોથી વિમૂખ છે. રહીત છે. એવી ભાવના કરવી. તેજ ઉપાયશૂન્યતા છે

વેદોક્ત લૌકિકધર્મનો પરિત્યાગ કરીને અર્થાત્ ફલમાં આ

શક્તિ ન રાખીને તેની પરવા ન કરીને શેષશેષી ભાવ સબધનુ જ અવલંબન ભગવદેક શેષતામા વિરમીને દ્વયમત્રર્થ ચિતવન સદા કરતા રહેવાથી સ્વય શ્રીહરિ જ પરમધામ પ્રાપ્તી કરાવે છે.

ધર્મસ્વરૂપેકરીને પરિત્યાગ કરવામા તાત્પર્ય નથી કિતુ ધર્મ પ્રાપ્તવ્ય સકળ ફલ શ્રી કૃષ્ણાર્પણ કરવામા જેમ " सर्व धर्मान् परित्यज्य " કહેવાનુ તાત્પર્ય છે તેમ નિષ્કામ કર્માનુષ્ઠાનથી સપાદન થએલ જ્ઞાન ભક્તિ સપૂર્ણ પ્રકટતા છતા તે સ્થીતિના અહભાવ પ્રમાદનો પરિત્યાગ કરવામા તાત્પર્ય છે " यतन्तोऽप्य कृतात्मानो नैनं पश्यन्त्यऽचेतस ॥ અચેતસ અકૃતાત્માઓ પ્રમાદ વશ થવાથી મારી પ્રાપ્તી અર્થે યત્ન કરતા રહેતા છતા પણ મને દેખતા નથી મને પામતા નથી સકલ કર્મ કરતો નારાયણ પરાયણ રહેતો થકો પણ કેવલ નારાયણ કૃપાથીજ પુરૂષ પરમધામ પામે છે અને તેથીજ " न धर्म निष्ठोऽस्मि " આદિ ઉપાયશૂન્યતા ભાવનાપૂર્વક શ્રી યામુનાચાર્ય સ્વામીજી જેવા મહાસમર્થ લોગ પણ દ્વયાર્થાનુસધાન પૂર્વક સદા સ્તવે છે કે " त्वत्पादमूल शरण प्रपद्ये " પોતે આચાર્ય છે એટલે સકળ શાસ્ત્રજ્ઞ છે સસાર સાગર તરવાના ઉપાયભૂત ધર્મ કર્મ તેથી સકળ જાણે છે. છતા " ઉપાયશૂન્ય " છે એ ભાવનાના હેતુએ કરીને " न धर्म निष्ठोऽस्मि " સકારણ પ્રથમ પદેજ કહ્યુ તેમજ તત્ત્વવેત્તા હોઇને કર્મનિષ્ટ ન હોય તો ચિતા નથી તત્વજ્ઞાનેથી તરી જશે. એ સબધી કહ્યુ કે " न चात्मवेदी " આત્મ જ્ઞાનીએ નથી ભાગવત છે. એટલે અવશ્ય ભક્તીયેગથી તરી જશે. તે બાબત પણ ઉપાયશૂન્યતા દશા બતાવવાને ' न भक्तिमान् " પદ કહ્યુ હે ભગવાન ! આપના ચરણારવિંદમા ભક્તિ એ નથી જગત્ વિષયોમા પ્રીતિ–રતિ છે. આકિચનત્વ અને અ-

નન્ય ગતિત્વ પણ કહીને ઉપાયશૂન્યતા ભાવનાનુ પરિપૂર્ણ રૂપ એ વચનોમા શ્રી સ્વામીજીએ સ્પષ્ટ પ્રકટ કરી દીધુ છે ત્યાં વિશેષ એક શબ્દનો એ અવકાશ શેષ રહેતો નથી

## ૫. परतंत्रता.

ચિત્ અચિત્ પદાર્થ જડ ચેતન માત્ર ભગવન પરતંત્ર છે. તેને આધીન છે જે પદાર્થ પિતાનો ને તેના પુત્રોનો પણ ભાગવતો તે ભગવત્પુત્રો છે. પત્નીત્વે કરીને શ્રી પિતાની વસ્તુ તેજ માતૃત્વે કરીને પુત્રોનો પદાર્થ એકજ છે માટેજ તન મન ધનથી ભગવદ્ ભાગવત આચાર્ય સેવામા આગ્રહ—કૃતાર્થતા છે અવશ્ય સ્મરણમાં રાખવાનુ છે કે તે સેવામા ફ્લાનુસધાન ચિતવન લેશે ન થવુ જોઇએ કેવળ ભગવત્ આજ્ઞારૂપ—કૈકર્યરૂપ—ભગવત્પ્રીત્યર્થે—તે સેવા પરાયણતા હોવી—રહેવી જોઇએ

અખીલ જગત—ચિત્ અચિત માત્ર—ભગવત્શરીર છે એમં " ईश्वर सर्व भूताना -हृद्देशेर्जुन तिष्ठति ' ઇત્યાદિથી સ્પષ્ટ છે. ભાગવત મહાત્મ્ય अनतश्चास्मि नागाना देवर्षीणा च नारद प्रल्हादश्चास्मि दैत्याना ' ઇત્યાદિ વિભૂતિયોગમા પોતેજ ગણાવી દીધુ છે એટલે ભાગવત કૈકર્યના મહાત્મ્યનુ કથન કેવી રીતે કેટલુ કરી શકીએ ?

પવન ત્હેના ભયથીજ નિયમસર વાય છે. સૂર્ય ઊગે છે તે પણ તેમજ અગ્ની ને મૃત્યુ પણ તેનેજ આધીન પ્રવર્તે છે

ભાગવત સેવાથી લાભ શુ ? લાભ અમોત્ર છે ભાગવત સગથી ભગવત્કથાજ કેવલ પ્રાપ્ત થાય છે શ્રવણેન્દ્રીય—હ્રદય—નિર્મલ થઇને તેમની સેવા પ્રભાવથી ભગવત ચારિત્ર ગુણકથન કાલક્ષેપથી સ્વધર્મમા પ્રીતિ—નીષ્ઠા—ભક્તી—પૂર્ણ પારતંત્ર્ય—પરવશતાની—ઉત્પત્તિ

સ્થીતિ-વૃદ્ધીની સીમાપર્યંત ભગવદાનંદ ભોગવાય છે.

ભાગવત સેવા તથા ભાગવત પરતંત્રતાના વિષયમાં શ્રી આ-લવદાર સ્વામીજીનો અભિપ્રાય પણ પરમ પ્રમાણરૂપ એમજ સમજાય છે કે—

**" सकृत्वदाकार विलोक नाशया तृणीकृतानुत्तम भुक्ति मुक्तिभिः । महात्मभिर्मामवलोक्यतां नय क्षणेपि ते यद्वि रहोनि दुःसहः॥**

તેમણે પણ શ્રી ભગવાનજી પાસે આવીજ યાચના કરી છે કે હે ભગવન્ ! જે મહાત્માઓ આપનો વિયોગવિરહ એક ક્ષણ પણ સહી શકતાજ નથી અને આપના આકાર-સાક્ષાત્સ્વરૂપ કિંવા અર્ચાદિ દીવ્યમંગલવિગ્રહના એકવાર પણ અવલોકન માત્રની આશાએ કરીને-ભુક્તિ-ભોગ માત્ર બ્રહ્મલોક પર્યંતના અને મુક્તિ મોક્ષને પણ તૃણવત્ તુચ્છ ગણી કહાડે છે તે મહાત્માઓની મારા ઉપર દૃષ્ટી થાઓ તે મહાત્માઓની મારાથી સેવા સત્સંગ બને એમ તો કયાં ? પરંતુ તેમની કૃપાકટાક્ષને પાત્ર તો એકવાર મને બના-વી દો કિં બહુના.

---

## ૬. अप्राकृतता.

પ્રકૃતીનું તે પ્રાકૃત પ્રાકૃત નહિં તે અપ્રાકૃત પ્રાકૃત એટલે—

**प्राकृतानि शरीराणि देहरुपाणि यःपुमान् ।**
**आत्म रुपामिति स्मृत्वा वर्तते प्राकृतोहि सः ॥**

પ્રાકૃત દેહરૂપ શરીરનેજ જે પુરૂષ આત્મા સમજીને ચાલે છે, તે પ્રાકૃત છે તેમજ

**प्राकृताकार मात्मानं ज्ञानाकार तया पुनः ।**
**स्वतंत्रोहमिति ज्ञानमेतत् प्राकृत लक्षणम् ॥**

પ્રાકૃત આકાર દેહનેજ જે આત્મા માને છે અને જ્ઞાનવાન અનુભવ કરનાર પણ દેહનેજ સમજે છે વળી પોતાને સ્વતત્ર માને છે. એજ પ્રાકૃતનુ લક્ષણુ છે.

આ વિપરીત ભાવના તજવી અને હુ તો પ્રાકૃત દેહથી જુદો છુ જ્ઞાન આનદ સ્વરૂપ છે તે આત્મા છુ ભગવાનનો શેષ છું. ભોગ્ય છુ —

ज्ञानानन्दमयोह्यात्मा शेषोहि परमात्मन । તેમજ ભોકતા શ્રી સ્વામી છે જીવો માત્ર તેના ભોગ્ય છે. પુરૂષોત્તમ તો એકજ છે. બાકી તો સર્વ ગોપીઓ છે તે રીતે જીવો સમસ્ત અને સ્વામીનો એકજ શ્રીપતિ પુરૂષોત્તમ શ્રીમન્નારાયણજી

## ७ ऐकांतिकता.

આ સાતમુ રહસ્ય અતીશય અનુષ્ટેય છે કમલપત્ર જળમા રહેલુ રહેછે છતા ભીજેલુ રહેતુ નથી તેજ મીસલે જીવ સસારમાં પ્રારબ્ધવશ નિર્વાહ કરે છે પરતુ સસારથી પ્રથક્ રહી શકે છે. અને હૃદય ભગવત્ પાદારવિંદમાજ નિયુક્ત રાખી શકે છે તે સમઝી ચૂકયો હોય છે કે “ माधवाप्री ह्युपायो माधवाप्री प्रयोजनम् ” પ્રાપ્તવ્ય શ્રી ભગવત્ ચરણાર્વિંદ છે અને તે પ્રાપ્તી હેતુ, ઉપાય પણ તેજ પાદારવિંદ છે અને તેજ ભાવનામા સલગ્ન રહેછે તે સ્થતિ એકાંતિકતા છે.

અધ્યયન જ્ઞાનશ્રવણ કે બુદ્ધિથી માત્ર આ વાત બની જતી

નથી કેવલ ભગવત્કૃપાથીજ સપાદન થાય છે અને તેજ શ્રીપતિ સ્વકૃપાપાત્રનેજ સ્વસ્વરૂપાનુભવ-દર્શન-આપે છે.

ભગવત્ કૃપાપાત્ર જીવની સ્થીતિ એવી થઇ જાય છે કે તે તત્વવેત્તા હોય છે એટલે તે સાસારિક કાર્ય કરે જાયછે તોપણ એમ માને છે કે મારાથી કશુ થતુ નથી. ફલ માત્ર ભગવદર્પણ કરી દે છે. પાપથી તેથી કરીને અલીપ્ત રહે છે. ધર્મપ્રવૃત્તિ-અધર્મનિવૃત્તિ પણ અતર્યામી નારાયણ જે રીતે કરાવે છે તે રીતે બની આવે છે. મારૂ તેમા કાંઈ સામર્થ્ય-ગતિ-સમતિ-નથી એમ માને છે

આવી સ્થીતિવાળા ભગવત્ કૃપાપાત્ર જીવને-મુમુક્ષુને-દેહબાધવાદિ સયોગ ઉદ્વેગકારી લાગે છે કારણ તેમનો તેનાથી માર્ગ અન્ય દેખાય છે તોપણ તેની ઉપેક્ષા કરીને શ્રી ભગવત્ પાદારવિદ ચિતવન સ્મરણમાજ એનો તેજ પ્રસગથે મચ્યો રહે છે. જેવી રીતે લકામા. મહાદુખ શ્રી જાનકીજી એ અનુભવતે છતે શ્રીમારૂતીથી રામસ્વામી સદેશ-ગુણકથન-શ્રવણ કરીને તે દુખને તુચ્છગણીને શ્રીરામદર્શન આશમા શ્રીસ્વામીગુણ કથન કીર્તનમા સમય ગાળી નાખ્યો હતો તેજ રીતે શ્રી ગુરૂમુખ પ્રાપ્ત મત્રાર્થાનુસધાન આવર્તન-ચિતવન-ધ્યાનમા ભગવત્પ્રાપ્તી હેતુ ભૂત લયલીન મચવુ. અને તે અભ્યાસ અનુષ્ઠાન ફલ-ભગવત્પ્રાપ્તી શ્રી આચાર્ય કૃપાકટાક્ષ બલથી શ્રીભગવત્કૃપાને વશ છે તે પણ પરીણામે તેજ પ્રાપ્તી અવશ્ય સપાદન થાય છે કારણ કે તેની અર્જુનજી પ્રત્યે શ્રી ભગવદ્ વચન સ્પષ્ટ છે કે—

**तमेव शरणं गच्छ सर्व भावेन भारत ।**

**मत्प्रसादात परांशांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥**

સર્વ ભાવે કરીને ઉપાયે હુ ને ઉપેયે હુ છુ એમ બધુ મનેજ માનીને હે ભારત ! મારેજ શરણે આવી જા–મારી કૃપાથીજ પરા-શાંતિ અને નિત્યસ્થાનને પામીશજ.

" अपराधसहस्रभाजन " ઇત્યાદિથી શ્રીયામુનાચાર્યસ્વામીજી પણ એવુજ અનુસધાન કરે છે કે હુ તો અનત અપરાધથી ભરેલો છુ અગાધ સસાર સાગરના ઉદરમાં ડુબ્યો છુ ઉપાય રહીત અગતિ છુ. પરંતુ શરણાગત છુ આપની કેવલ કૃપાથીજ આપ સ્વીકાર કરો આપની પ્રાપ્તીમા મારે ઉપાયે આપજ છો.

---

## ૮ नित्यरंगिता.

આ આઠમુ રહસ્ય એ છે કે ભગવત્ મરજીને પ્રતિકુલ–વામ ચરિત્ર તે પાપ–તેનો પરિત્યાગ–અને તેનેજ ગમતુ–પસદ પડે તેવુ કરવાના સંકલ્પપૂર્વક અતર્યામી શ્રીમન્નારાયણ–હ્રત્પદ્મમા. સદા બિરાજે છે એવી ભાવના વૃદ્ધી કરવી તે નિત્ય રગિતા. એ રગ પકકો કયારે પરખાય છે ? જયારે અતર્યામી શ્રીમન્નારાયણ હૃદયકમલમા પ્રકટે છે ત્યારે તે કયારે પ્રકટે છે ? જયારે પાપ માત્ર નિર્બીજ ભસ્મીભૂત થઈ નીકળી જાય છે.

હૃદ્દેશમા ઇશ્વર વિરાજે છે એમનો શ્રી ગીતાનુ વચન છેજ. ત્યારે દેખાતા કેમ નથી ! રાગ દ્વેષાદિ દૂષિત ચિત્તમા તેઓ પ્રકટતા નથી. પારકુ ધન હરનાર જીવ હિસક નિષ્ઠુર લબાડ દુરાભિમાનીમાં પ્રકટતા નથી તેવા જીવો દેહધારીઓ મુડદા છે

વિમલ મતિ થાય મત્સર રહીત થવાય શાત ધર્માચરણશીલ રહેવાય–સર્વ ભૂતના મિત્ર બનાય–હિતપ્રિયવાદી થવાય–નિરાભીમાની

અને સદા નિષ્કપટી રહેવાય ત્યારે તેવા સસ્કારીત પરિશુદ્ધ ચિત્તમાં શ્રી વાસુદેવ બિરાજી રહે અને તે અતર્યામી પરમબ્રહ્મ શ્રીમન્નારાયણ ને ધ્યાઇને દહર વિદ્યાવડે બોલવા જોઇએ અને તેની કૃપાથી ત્યારે તે હૃદયમા પ્રકટે-દર્શન દે છે અને તે કયારે સભવે છે ?

---

## ९ परमैकांतिकता.

જ્યારે પરમૈકાંતિકત્વ તેની કૃપાથી બની શકે છે ત્યારે એટલે ગમે તેવા દુ ખે પણ તેની નિવૃત્તિ કે પ્રયોજનાતરે કરીને પણ દેવતાંતર આરાધનમા તેની પ્રવૃત્તિ બીલકુલ થતી નથી બલ્કે શ્રીપતિ આરાધન પણ લૌકીક પારમાર્થીક ફલેચ્છાથી નહી કિતુ તે આરાધનજ જીવનુ મૂખ્ય કૈંકર્ય કર્તવ્ય છે એમ ગણે છે ભગવત્ કૃપાથીજ આચાર્ય પ્રાપ્તી અને તેમનાથી અધિકાર-સસ્કાર-મત્રાદિ-તેનુ યથોપદિષ્ટ અનુસધાન અને તે અનુસધાન એજ પરમજીવન રસાયન આચાર્ય ભકતીનીષ્ઠા ઉપાસના-ધ્યાન,પુરૂષાર્થ વિરોધી આતરવિકાર સમસ્તના નિરસન હેતુભૂત અતીવ આવશ્યક છે. તેમજ શરીરગત વિષયેષણા શરીર સમ્બન્ધે કરીને ઉદ્દ્ભવે છે તેનો ભય કરીને તેનાથી બચી જવા વિરકત રહેવા માટે ઔષધિરૂપ પણ શ્રી આચાર્ય અને દેવનુ ધ્યાન-સ્મરણ-તેમજ ભાગવતોનો સત્સગ-કે જેથી ભગવદ્ વિષયજ સેવાય-ચિતવાય-અનુભવાય-તેમનો વિયોગ એજ પરમ દુ ખ-પરમ હાની-તેમનુ સેવન-સમાગમ-એજ આનદ પરમાનદ-જીવન સાફલ્ય !

**बोधयंतः परस्परं तुष्यंतिचरमंति च**

બસ-હદ બીજી પચાતી કે પરવા ફીકર રતિ પણ નહિ

**"कदाहमैकांतिकः नित्यकिंकरः प्रहर्षयिष्यामि सनाथ जीवितम्"** કારણ કે **"धनं मदीयं तवपादपंकजंकदानु साक्षात् करवाणि चक्षुषा"**

મારૂ ધનતો આપના પાદપકજ છે આવુ નિત્ય અનન્ય ચિંતવન કરનારાઓ સારૂ શ્રીભગવાનજી પણ ગીતાજીમા કહી ચૂકયાછે કે—

**अनन्याश्चिन्तयन्तोमां येजनाःपर्युपासते ॥**

**तेषांनित्याभि युक्ताना योगक्षेमं वहाम्यहम् ॥**

મારા જે ભકતો અનન્ય બનીને મારી ખાસ ઉપાસના ચિતવન કર્યા કરે છે તે સદા અભિયુક્ત જીવોનુ "યોગ ક્ષેમ"—યોગ—ભગવત્ પરમ–ધામ–પ્રાપ્તી, ક્ષેમ–અપુનરાવૃત્તિ,—હુ વહન કરૂછુ—તેમને પરમ ધામમા હુ લઈ જાઉ છુ.

એમ છતા કોઇ કર્મ શેષ ફલ ભોગ હેતુએ કરીને પૂનર્જન્મ આવી જાય તોપણ શ્રીયામુનાચાર્યસ્વામીએ એવી રીતે ચહુ માગ્યુ છે કે—

**"तवदास्य सुखैकसंगिनां भवनेष्वस्त्वपि कीट जन्ममे । इतरावसथेषु मास्मभूदपि मे जन्मचतुर्मुखात्मना ॥"**

આપનુ દાસત્વ એજ જેમનુ "એક સુખ" છે એવા આપના દાસ લોગના ઘરમા એક કીટ જન્મ પણ ભલે મારો થાય પરતુ તે સીવાયની બીજી અવસ્થામા એટલે કે ભગવત્દાસથી ઇતરલોગના ઘરમા તો "બ્રહ્મા" નો અવતાર આવે તોપણુ મને મજુર નથી. તેમ ન બનો.

પરમૈકાતિતા પ્રાપ્તી સારૂ પ્રથમ પંચસસ્કાર અતીવ આવશ્યક છે.

तापःपुंड्रस्तथा नाम मंत्रो यागश्च पंचमः ।
अमीते पंच संस्काराः परमैकांतिहेतवः ॥

શંખ ચક્ર તપ્તમુદ્રા ધારણ, પુંડ્રધારણ, ભગવત્સંબંધી નામકરણ, મંત્રગ્રહણ, અને યાગ, આ પંચસંસ્કાર પરમૈકાંતિકત્વ પ્રાપ્ત્યર્થે શ્રી આચાર્યથી પ્રાપ્તવ્ય છે. અને તે સંપાદન કરીને શ્રીમન્નારાયણોપાસનાજ પરમ કૈંકર્ય-કર્તવ્ય છે. કારણ કે મોક્ષપ્રદાતા તેજ શ્રીપતિ છે ઇતરદેવતા તેવા સારૂ મુદ્દલ ઇષ્ટ નથી—કારણ કે તેમનુંજ વચન છે કે

यांतिदेवव्रतादेवान् पितॄन यांति पितृव्रताः
भूतानियांति भूतेज्याः यांतिमद्याजिनोपिमाम् ॥

પરમ પુરૂષાર્થ "મોક્ષ" છે. "मुक्तिमिच्छेत् जनार्दनात्" તેતો "શ્રીમન્નારાયણનેજ આધીન છે. પ્રારબ્ધવશાત્ યથા સમય-કાળે-નિર્માણ થયા પ્રમાણે કર્મ ભોગફલ સાંપડે છે એટલે સાંસારીક વિષયો સારૂ દેવતાઓની ઉપાસનાની ખાસ અપેક્ષા રહેતી નથી જેની પ્રાપ્તી પ્રારબ્ધ વશ નથી પણ કેવલ ભગવત્કૃપા આધીન છે. તેતો એક મોક્ષજ છે અને તે આપનાર શ્રીમન્નારાયણ સર્વોપરી દેવાધિદેવ એકજ છે કારણ एको हवैनारायण आसीत् न ब्रह्मा नेषान ઇત્યાદિ પ્રમાણો સ્પષ્ટ એમજ કહે છે શ્રીઆલવંદાર સ્વામી પણ

" स्वाभाविका नवधि कातिशयेशितृत्वं । नारायणत्वयि न मृष्यतिवैदिकः कः ॥ ब्रह्मा शिव शतमखः परमस्वराडित्येतेपि यस्य महिमार्णवविप्रुषस्ते ॥ તથા कः श्रीः श्रियः परम सत्व

**समाश्रयः कः क पुंडरीकनयनः पुरुषोत्तम. क । कस्यायुतायुत शतैककलांशकांशे विश्वंविचित्र चिदचित्प्रविभाग वृत्तम् ॥**

કરીને પરમઈશત્વ પ્રતિપાદન કરે છે. શ્રુતિ પણ કહે છે.

**नारायण परंब्रह्म तत्वं नारायणः पर. ॥**

માટેજ " નિખીલદેવકો છાડીકે હરિપદ એક મનાઉ, દ્વયમ-ત્રાર્થ વિચારઓ ગુરૂચરનન ચિત લાઉ "

પરમેકાતિક સર્વસ્વ આચાર્યમા ભગવાનમા સમર્પણ કરી દઇને સ્વય' આચાય આધીન ભગવદાધીન થઈ જાય છે ને દ્વયાર્થાનુસધાન પૂર્વક નિરતર આયુષ વ્યતીત કરી દેછે કારણ કે દેહાદિ સંસાર તેને બહુજ ભયકારક થઇ જાય છે અને તેની નિવૃત્તિ દ્વયાર્થ ચિત-વનથી જ બની આવે છે અને તેનુ કામ આચાર્ય કટાક્ષથી ભગ-વત્કૃપાથી ફોરન બસ બની જાય છે એટલે શરીરમાં રહોથકો જે ચિતવન ડકર્યાદિ તે અહી કરે છે તેજ કરતો કરતો પરમધામમા પહોચી તેજ ડકર્ય ચિતવન સ્મરણપરાયણ નિત્ય ધામમા નિત્ય નિત્ય અદ્‌ભુત આનદનુભવ લેતો તેમાજ નિત્ય રહે છે, રમે છે, શાતિ પમે છે. આનદવાન બને છે અને તેજ કામ નિરતર સદા સનદા કર્યા જાય છે ફરીને સસારે આવતો નથી—

**यद्‌गत्वा न निवर्तंते तत्धामं परमंमम**

તે ધામને પામી જાય છે "मामेवैष्यासि" તે શ્રીમન્નારાયણનેજ પામી જાય છે. "मुक्त" થાય છે મોક્ષ પરમગતિને પ્રાપ્ત થાય છે. અર્ચા અતર્યામી દીવ્યમગલ વિગ્રહરૂપે આદેહે જેનુ સેવન ચિતવન

કીર્તન કરે ગયો હોય છે તેને જ પરમપદનાથ શ્રીમન્નારાયણુરૂપ સ્વરૂપ વિભવગુણગણુ દીવ્યમંગલ વિગ્રહ સાક્ષાત્કારનુભવ આનંદસાગરમાં તે મુક્ત જીવ સદા આનંદાનુભવ સદાસારૂ વિવિધ કૈંકર્ય લીધા જ કરે છે એ રીતે પરમ પુરૂષાર્થ સદા સર્વદા મેળવી લેછે. તેને ધન્ય છે ધન્ય છે સહસ્ત્રધા, કોટીધા ધન્ય ધન્ય છે ! !! નમસ્કાર છે. સર્વદા પ્રણામ છે કોટીશ પ્રણામ છે !!!

## ૧૦ संबंध ज्ञान स्वरुपता-

બ્રહ્મ ચિદચિત્વિશીષ્ટ છે ચિત્ અચિત્ આત્મક જગત્ સર્વ ભગવત્ શરીરભૂત છે પદાર્થ માત્રના શરીરી-આત્મા-ભગવાન્ નારાયણુ છે " यत्यपृ्यिवीशरीर यस्यात्मा शरीरम्"

સમગ્ર પ્રપંચનુ ઉપાદાન કારણુ તેમજ નિમિત્તકારણુ પણુ ભગવાન જ છે બ્રહ્મ પરિણામવાદ એજ સિદ્ધાંત છે.

नराज्जातानि तत्वानि नाराणीति विदुर्बुधाः ।
तस्य तान्ययनं पूर्व तेन नारायणः स्मृतः ॥

પંચભૂત-પંચતન્માત્રા દશેન્દ્રીયો, મન, બુદ્ધિ, અહંકાર-પ્રકૃતિ; અને પચીસમુ તત્વ-જીવ, એ સર્વ નરથી ઉત્પન્ન થયા છે એટલે ને "નાર" કહેવાયા છે. તેમાં વ્યાપ્ત નિવાસ કરી રહેનારો-તે ' નારાયણુ " છે જીવતો નિત્ય છે વાસ્તવીક ઉત્પત્તિ જીવની નથી. પરંતુ મહા પ્રલયકાળમાં બદ્ધજીવ ભગવાનમાં લીન થઈ જાય છે. સૃષ્ટી કાળે ભગવાનથીજ પ્રકટે છે માટે ભગવાનથીજ ઉત્પત્તિ કહીએ તે યોગ્ય છે જેમ ઘટ મૃતિકામાજ છે તેમાથી થાય છે તેમ--

मत्तः परतरं नान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदंप्रोतं सूत्रेमणिगणाइव ॥

" रूपः स परःपार्थः " " यस्यान्तः स्थानिभूतानि "
" सर्वभूतानि कौन्तेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् " ॥

ભગવાને કહ્યુ છે કે હે અર્જુન ! મારાથી પર કોઈ પદાર્થજ નથી જેમ દોરામા મણીઓ તેમ સમગ્ર જગત્ મારામા પ્રોત છે. તે પરરૂપ અનન્ય ભક્તોથી લભ્ય છે કલ્પક્ષયે સર્વ ભૂતો મારમાં લીન થાય છે. કલ્પ પ્રારભે હુજ સર્વને રચુછુ એટલે " મમૈવાશ " જીવ "માગમા '-નારાયણમા લીન થઈ જાય-તેમાથીજ પ્રકટે છે તે સર્વથા યુક્ત છે

ભગવાન ખુદ અવતાર લે છે. ભૂમીપર પ્રકટે છે. તેવુ યુગે યુગે કરે છે. તેનો હેતુ, સાધુ-ભકતો-ની રક્ષા, ભકતોને દુખ દેનારા દુષ્ટોને શિક્ષા કરવાને તથા ધર્મ સસ્થાપન સારૂ તેમનુજ વચન છે કે नमेभक्त प्रणश्यति " ખાસ ભક્તની હાની બીલકુલ થતી નથી. કારણ હુ તેનુ રક્ષણ પાલન કરૂ છુ. સ્ત્રી વૈશ્ય શુદ્રાદિ પાપયોની જીવો શરણ આવેથી રક્ષુ છુ તો પછી પુણ્યશાલી બ્રાહ્મણ-ક્ષત્રીયનો તો સવાલજ શુ છે ? કારણ કે ભગવાનમા ભક્તવત્સલતા છે. સ્વભાવથીજ જીવ માત્રના સુહૃદ છે.

" एवं निसर्ग सुहृदित्वायि सर्व जन्तोः स्वामिन्न चित्र मिद माश्रीत वत्सलत्वम्. "

ભગવાન સમસ્ત કલ્યાણ ગુણામૃત સમુદ્ર છે—

" वशी वदान्यो गुण वानृजुः शुचि मृदुर्दयालु र्मधुरः स्थिरः समः कृती कृतज्ञ स्त्वमसि स्वभावतः समस्त कल्याण गुणा मृतोदधिः ॥

એવા આપ દયાલુ મધુર શુદ્ધ ગુણવાન ઋજુ કૃતી કૃતજ્ઞ સ્વભાવથીજ સમસ્ત કલ્યાણ ગુણોના અમૃત સમુદ્ર છો. " त्वदङ्घ्रि मुद्दिश्य " ઇત્યાદિથી શ્રી આલવંદારસ્વામી વિશેષ કહે છે કે આપના પાદારવિંદને ઉદ્દેશીને એકવાર પણ જેમ તેમ પણ કૃતાંજલી થઇને પ્રણમેછે કે તુરત તે સર્વ પાપ રહીત થઇ જાય છે. શુભ પુણ્યવાન થાય છે અને કદી પણ હાની પામતો નથી.

ભગવાનની આવી ભક્તવત્સલતા છે પરમ દયાલુતા છે. દાસ રક્ષણપરાયણતા છે સર્વ શરીરીતા છે. તેના આવા સ્વભાવના જ્ઞાન યુક્ત તેની જે ઉપાસના તેજ સંબંધ જ્ઞાન સ્વરૂપતા છે ભગવાન માલીક સ્વામી છે, હું તો દાસ છુ હું પાલ્ય છુ. તે પાલક છે. હું શરીર ભગવાન મારા શરીરી ઇત્યાદિ આકાર ભૂત જ્ઞાન સંપત્તિ તેજ સંબંધ જ્ઞાન સ્વરૂપતા પદાર્થ સમજવો.

---

## ૧૧ શેષ ભૂતતા.

જીવો અને ભગવાનનો અનાદિકાળથી-શેષ શેષીભાવ-સ્વ-સ્વામી ભાવ-સંબંધ છે તેનેજ શ્રી ભાષ્યકારે શેષ ભૂતતા કહી છે. વિભૂતી અધ્યાયમા ભગવાને પણ-આત્મ વિભૂતીઓ દીવ્ય છે. તેનો અંત નથી એમ જણાવીને સકલ પદાર્થને સ્વશેષ કહેલ છે, विभूतित्वं नाम नियाम्यत्वम् " જે નિયામ્ય છે તેજ શેષ છે, " न देहं न प्राणान् " ઇત્યાદિથી શ્રીયામુનાચાર્યસ્વામી પણ એમજ સ્તવે છે કે હે મધુમથન સ્વામિન્! આપના શેષત્વ વિભવથી બહિર્ભૂત શેષતાથી રહીત પદાર્થ હું ક્ષણ પણ સહીશ નહીં. પછી તે દેહ હો. પ્રાણ હો. ચાહે અશેષાભિલષિત કોઇ સુખ હો. ચાહે ખુદ મારો

આત્મા કાં નહો. અથવા બીજુ-પરિવારાદિ કાં નહો. શેષતા રહીત પદાર્થ કોઈપણ હો તેના શતખંડ થાઓ. નાશ પામો-આ મારી પ્રાર્થના સત્ય કરો. મધુમથન છો તો શેષતા રહીત કોઈપણ પદાર્થનો નાશ કરવો આપને કઠીણ નથી. પદાર્થ માત્રમાં જીવ પણ ભગવાનનો શેષ છે. એ હેતુસર શેષ ભૂતતાની ઉપાસના આવશ્યક છે.

---

## ૧૨ શેષવૃત્તિ પરતા-

કર્તવ્ય સમજીને ફળની અપેક્ષા વગર-તનમન ને ધનથી-ભગવત્ ભાગવતાચાર્ય સેવા કરવાની છે. તેનુ નામ શેષવૃત્તિપરતા છે. જેમ વૃક્ષ મૂળમા જળ રેડવાથી સ્કધ શાખાને જળ મળે છે તેમ એક શ્રીમન્ નારાયણની સેવાથી સર્વની સેવા થઇ જાય છે. સકલ શાસ્ત્રનો એજ સિદ્ધાંત છે કે અનન્ય બનીને ભગવત્સેવા કરવી જોઇએ. તે સાથે ભાગવત સેવા આચાર્ય સેવા પણ થવીજં જોઇએ.

**" भागवत कैंकर्य पर्यन्तं भगवत्कैंकर्यं स्वस्यभोग्यं यथा भवति तथातिष्ठति " " एवं विधं भगवत्कैंकर्यं भागवत कैंकर्य पर्यंतं न चेत् पूर्णत्वं न याति "**

ભગવત્સેવા કરનારો ભાગવત્સેવા ન કરે તો તે વિષ્ણુના પ્રસાદને તેની કૃપાને પાત્ર નથી. કિંતુ દાંભિક છે.

**" बलिभिश्चोपचारैश्च नृत्य गीतादीभिस्तथा नित्यमाराध्य मानोपि ततो विष्णुर्न तुष्यति । तस्माद्विष्णुप्रसादाय वैष्णवान् परितोषयेत् प्रसाद सुमुखोविष्णुस्तेनैवस्यान्न संशयः "**

માટે વૈષ્ણવસેવા ભાગવત્સેવાથીજ ભગવાન્ વિષ્ણુ પ્રસન્ન થાય છે. " आराधनानां सर्वेषां तदीयाराधनं परम्." અને દાસત્વ સિદ્ધિ પણ ત્યારેજ છે. દાસકૃત્ય એજ કે ભગવદ્ભાગવતાચાર્ય સેવા તેથીજ દાસોની-વૈષ્ણવોની કૃતકૃત્યતા તે ન બને તો દાસતાની સિદ્ધિ પણ ક્યાંથી ? દાસતા એજ મારૂં સ્વરૂપ. ભગવદ્ભાગવતાચાર્ય સેવામાં પુરૂષાર્થતા તેજ શેષવૃત્તિ તેના અનુષ્ઠાનથી શેષવૃત્તિપરતાની સિદ્ધિ સ્પષ્ટ છે. રાજાનું સ્વરૂપ ઐશ્વર્ય તેમ જીવસ્વરૂપ-શેષવૃત્તિ એટલે શેષતા એ કોઈ ફલ સાધન નથી. તે સ્વાભાવીક સ્વરૂપજ છે.

જીવને જીવન તથા સત્તાની ચાહત હોય તો પોતે દાસ છે. પ્રભુસ્વામી છે એમ સદા સ્મરણ કરતો રહે.

શ્રીમન્નારાયણજ મારા સ્વામી, હું તેનો કિંકર-ભગવદ્ભાગવત્કૈંકર્ય તે મારૂ કર્તવ્ય-જીવન, આવૃત્તિ વૈષ્ણવે સદા સર્વદા ચિંતવ્યા કરવીજ જોઈએ અને તેમ રહેવુ વર્તવુ જોઇએ તેમ કરે તેજ સાચો ભાગવત-વૈષ્ણવ-

---

## ૧૧ नित्यशूरता.

આ તેરમુ રહસ્ય છે. બહુ હુંશીયારીથી નિત્ય શૂરતા નીભાવે જાવાની છે વાણીથી ભગવન્નામ સ્મરણ કરવુ જોઇએ; હાથેથી સેવા; પગથી ચાલીને મંદીરે જવુ. પ્રદક્ષિણા કરવી; તીર્થે જવુ; દીવ્યદેશોમાં-ઊત્સવોમાં ફરવું; ગુદા ઉપસ્થ-ભગ-શુદ્ધ રાખવાજ જોઇએ. શ્રોત્રથી ભગવત્કથા શ્રવણ; શરીરે ભગવત્પ્રસાદી ચંદનાદિ લેપ; માળાપ્રસાદી ધારણ; તે ત્વક્સેવા; નેત્રાથી દીવ્ય મંગળરૂપ નિરીક્ષણ

રસનાથી-ભગવત્પ્રસાદ આસ્વાદ, તુલસીપુષ્પ સુગંધ નાકથી; ચિત્તથી ભગવત્સ્મરણ-મનથી-સેવાદિનું મનન; અહંકારથી "પ્રભુ મ્હારા છે" એમ સમજવું, "હું ભગવાનનોજ છું" એમ ગણવું, બુદ્ધિથી ભગવ પાદારવિંદ શરણાગતિમાજ નિશ્ચય, એ પ્રમાણે કર્મેન્દ્રીયો-જ્ઞાનેન્દ્રીયોને મનાદિને લૌકિક વિષયોથી રોકી દઇને ભગવાનમાજ લગાવી રાખવી સાવધાનીથી-તેનું નામ નિત્યશૂરતા છે.

શ્રીકુળશેખર આલ્વારશ્રી ગાઇ ગયા છે કે "जिव्हे कीर्तय केशव" ઇત્યાદિ હે જીભ! કેશવ કીર્તન કર્યા કર. હે ચિત્ત! મુરરિપુને સ્મર્યા કર, હે હાથો! શ્રીધરનું અર્ચન કર્યા કરો હે કાન! અચ્યુત કથા પાન કર્યા કરો. હે નેત્રો! શ્રીકૃષ્ણને નિરખ્યા કરો. હે પાદો! હરિમંદીરે જાઓ, હે નાક! ભગવત્પ્રસાદી તુલસી સુંઘો અને હે શીર! ભગવાન પાસે ઝુકી જાઓ સાષ્ટાંગ પ્રણામ કરો. અજામીળ "નામ" માત્રથી તરી ગયો. બોલો બોલો ', આનંદ ગોવિંદ-મુકુંદ-રામ-નારાયણાનંત નિરામયો હે!" યાવજ્જીવન સંકીર્તન માત્રથી અવશ્ય મોક્ષપ્રાપ્તી સુલભ છે. શરીર તો અવશ્ય પડેછેજ-પડશેજ નિરામય કરનાર રામરસાયન ખૂબજ પીઓ. "રામરામશ્રી રામ-રામરામ હરે હરે"-માગીને લેવાનું નથી. દમડા બેસે તેમ નથી-"વાસી" થતું નથી. રાંધવું પડતું નથી અક્ષય છે. યમદૂતોથી કામ પડશે ત્યારે એજ જાદુ કરામાત "રામ" નામજ કામ આવનાર છે સૌ સમજે છે. સ્મરે છે પણ નિરંતર સંકીર્તન કર્યાંજ કરવાની ટેવ-અભ્યાસ વધારવાની અગત્ય સ્વીકારી તેમાંજ રચ્યાપચ્યા રહીને એજ ગર્જન કરે જાય તેજ નિત્ય શૂરતાવાળા સાચા ભાગવત-વૈષ્ણવવીર-છે-ભગવાને પણ એજ આજ્ઞા કરીને

મુખ્યત ચાર કામ નિરતર કરે જાવાને ચીધી દીધાં છે. "મારામા ચિત્ત લગાવી દો, મારા ભક્ત બનો. મારૂ ભજન કર્યા જાઓ મારૂ અર્ચન કર્યા કરો. અને મનેજ નમ્યાં કરો " ફળ તેથી એ કે "રત મનેજ પામશો " " મારાજ પરાયણ રહો-"આજ યોગ છે આજ શાંતિ છે. આજ સમાધિ છે.

---

## ૧૪ મુમુક્ષુતા.

મોક્ષધામ પ્રાપ્તીની ઇચ્છા તે મુમુક્ષુતા-કારણ સેવનમા તે ધામમા કોઇ અતરાય પ્રતિબધકજ નથી. સસારમા તો શ્રીપતિસેવામા લાખો વિઘ્ન પ્રતિબધક તૈયારજ ઊભા છે. ભવવેશ-સસાર સબધજ સ્વભાવત. એવોજ છે બાલ્યકાળમા ગમ નથી. સામર્થ્ય નથી, કુમાર અવસ્થા પ્રમાદયુક્ત હોય છે. કોઇક અધ્યયનશીલ રહે છે યુવાનીનો તોરતો જૂદોજ મદાધતા-આસક્તિની પરિસીમા-હરિ હરિ. ઘડપણે ગાત્ર શીથીલતા-વિસ્મૃતિ-રોગપરવશતા-બધુએ પૂરૂ. દિવસે-સાંસારીક વ્યવસાય-મજુરી; રાત્રે થાક સુશુપ્તીપરવશતા, એમ છતા કઈ સેવા સુઝી તો તેમા વિઘ્નો અનેક સન્મુખ તૈયારજ છે ખીસુ ખાલી, શરીર અશક્તી, મન અન્ય વિષયોમા આસક્ત-દોડતુ, વ્યાધીપીડા, જન્મમરણ સૂતક અણધાર્યા; સસારીઓની હર્ષઘેલછા-વધાઈ ! અને હૃદય વિદારક શોક-રો કલકલાણ ! એકાગ્રતા ભગ અનિવાર્ય ! રામ રામ ? ! આ બધાની નિવૃત્તિ વગર નિર્વિઘ્ને સેવન ક્યાથી બને ? ગુણત્રય વિવર્જીતતો શ્રીવૈકુઠ ધામજ-ને તેજ વૈષ્ણવે મેળવી લેવાનુ કે જ્યાં કોઇપણ પ્રતિબંધકનુ નામ નિ-

શાને ન મળે ! સસાર તો સર્વવિધિ દુ,ખમય હોયજ છે. પરંતુ સ્વય નિવતનીયે નથી તેની હાની શરીર છોડે ત્યારેજ થાય છે. ઇચ્છાપૂર્વક શરીરત્યાગ તે તો આત્મહત્યાનુ પાપ છે મુમુક્ષુની સંસારે સ્થીતિ કેવી ! મહારણ્ની તપેલી રેતીમા ચાલતો પ્રવાસી-વ્યાકુલ-એક છાયા જોઇ તે નીચે બેસવા જાય તો જાણે કે એ તો મહા વિષધરની ફૂણાની છાયા ! ઊલમાંથી ચૂલમાં ભાગવતને સસાર સબધ ન સહેવાય છે ન સ્વય તજી દેવાય છે ! તેથી ખીન્નતાની હદ આવી જાય છે આવી સ્થીતિમા આચાર્ય ચરણમા વિશ્વાસ-અને સામીપ્ય સપાદનજ કરે છે ને તેમ કરીને દ્વયાનુસધાન-નિરતર તેના અર્થના ચિતવનપૂર્વક આવર્તન કરતો કરતો મૃત્યુની વાટ જોતો બેસે છે. કારણકે મૃત્યુજ છુટક બારી છે-અતિથી સમાગમનો ઉત્સાહ ભગવત્શરણાગતિ પરાયણ જીવને મૃત્યુ સમીપે થાય છે. તેવા કૃત કૃત્ય જીવને તો દ્વીપાતર થયેથી જેમ કોઇને રાજ્યપ્રાપ્તી થવાથી આનંદ ઊભરે છે તેમ મૃત્યુવશ થતા આનદ ઓત્ર ઊભરાય છે. જ્યારે પાપી જીવને ભય વેદનાની પરિસીમા કે પાપનો બદલો નરકે જવુ પડે છે તેનું ભાન થઇ વિવ્હલતા જણાય છે.

મરણકાલે શ્રીવૈષ્ણવો તે તે આનદ જૂદોજ છે. અર્ચીરાદિ માર્ગે કેવી ગતિ-કેવુ સન્માન પૂજન દેવાદિથી પામતો જાય છે તે તે પ્રકરણમા સ્પષ્ટ વર્ણન છે. ને શ્રીવૈકુઠ ધામ अवैष्णवानां अप्राप्यम् છે માટે તેવો તેમને આનદે નથી. તે લોક તો " આત્મા જબ્રહ્મ " માની બેઠા છે. આત્મામા વિદ્યમાન બ્રહ્મત્વ છે પરંતુ અવિદ્યાએ કરીને અનુભવ નથી. તેની નીવૃત્તિથી-જીવન્મુક્તિ ધારે છે. પરંતુ તેમની પ્રક્રીયાથી એમજ સિદ્ધ થાય છે કે તેમની

મુમુક્ષુતા બ્રહ્મ બનવા માટેજ છે. શમદમાદિ સંપત્તિવડે બ્રહ્મ-જીજ્ઞાસા• તેથી બ્રહ્મજ્ઞાન તે બંને સારૂ યાગાદિ અને દેવપૂજનાદિ તે તો સાધન એટલે તેમને ભગવદારાધનાદિ તે ભગવાન બ્રહ્મ-પોતેજ બનવા ખાતર ! કર્તવ્યરૂપે વૈષ્ણવોના જેવુ નહીજ. જ્યારે વૈષ્ણવોને તો મુમુક્ષુતા પોતે બ્રહ્મ બની જવા સારૂ છેજ નહી-બ્રહ્મને મોટો પરમાત્મા-પુરૂષોત્તમ શ્રીમન્નારાયણ જ છે. પોને જીવ તો અણુ અંશ છે. બને જૂદા પદાર્થ છે. " तमेव चाद्य पुरूषप्रपद्ये " આદિપુરૂષ બ્રહ્મ નારાયણ; પ્રપત્તિ કરનારો તે જીવ અને તે બદ્ધ જીવ-ક્ષર-ત્રણાએ તેમાથી થોડા છુટીને ગયા તે કુટસ્થ મુક્ત, કિંતુ પુરૂષજ-આદિ પુરૂષ નહીજ. ક્ષરથી જૂદો-અક્ષરથીએ ઊતમ; લોકમા ને વેદમા પ્રસિદ્ધ એવો તો પુરૂષોત્તમ શ્રીપતિ એકજ છે ને તેજ પરમ બ્રહ્મ શ્રીમન્નારાયણજ છે એટલે જીવાત્મા બ્રહ્મ બનતો જ નથી. અને જીવન્મુક્તિ તેમની કરાવે છે તે પણ ઉત્પન્ન થતી નથી. પ્રાકૃત શરીર સહીત મુક્તિ સુખ દુખનો અત્યત અભાવ તે મુક્તિ ! એમ બની શકતુજ નથી શ્રુતી કહે છે કે " नह्वैसशरीरस्यप्रियाऽप्रिययोरुपहनिरास्ति " સાસારીક દેહધારીને સુખ દુખનો અત્યત અભાવ બનતોજ નથી—

તેઓ એમ કહે કે પ્રપચ માત્ર મીથ્યા છે-તદતર્ગત સુખ દુ.ખે મીથ્યા છે. તે મીથ્યાભૂત સુખદુ.ખો તો અત્યત અભાવ તેથી સશરીરની મુક્તિ છે. પ્રપચ મીથ્યા કહેવામા કંઇ પ્રમાણ નથી પ્રમાણ હો તો તે પણ મીથ્યા ભૂત-તેવા પ્રમાણ પ્રપચને મીથ્યા કરાવી શકતાજ નથી. મીથ્યાને મીથ્યા કરાવવામા નિષ્ફલ કાલવ્યય છે. સુખદુખને મીથ્યા જાણનારો તે જીવન્મુક્ત એમ કહે તો

પદાર્થ વ્યવસ્થા જ્ઞાન આધીન નથી પણ સ્વરૂપાધીન છે. અગ્ની તે અગ્ની છે બાળવુ તેનો સ્વભાવ છે તેને શીત માનીને સ્પર્શવાથી ફોલ્લો ન પડે એમ કઇ થતુ નથી સસારમા સુખદુ:ખ પરિણામ પ્રત્યક્ષ અનુભવાય છે. તેની નિવૃત્તિ નથી માટે તેમના જેવી જીવન્મુક્તિનો સભવજ નથી—

ઉપર કહીજ ચૂકયા કે વૈષ્ણવો મુમુક્ષુતા સેવે છે તેનું કારણ કે સંસારમા અનેક પ્રતિબધકો નડવાથી યથેચ્છ નિર્વિઘ્ને ભગવત્સેવા બની શકતી નથી તેથી પરમધામમા યથેચ્છ નિર્વિઘ્ને શ્રીમન્નારાયણની સેવાજ દાસભાવથી કરે જવાના ઉદેશે કરીને મોક્ષ ચાહે છે. કાઇ પોતે બ્રહ્મ બની જવાને મોક્ષ ચહાતાજ નથી. માટેજ વૈષ્ણવોની મુમુક્ષુતા તેમની મુમુક્ષુતાથી વિલક્ષણ પ્રકારની છે બેઉના મોક્ષમાં પણ ભેદ ખુલ્લો છે અવૈષ્ણવોનુ કહેવુ એમ છે કે આત્મા વ્યાપક છે તેનુ જાવું આવવુ બને નહી. સ્થૂલ સૂક્ષ્મકારણ-શરીરોની નિવૃત્તિ તેજ મોક્ષ. વૈષ્ણવો તો ગુણત્રય વિવર્જીત-અને અવૈષ્ણવોને તો અપ્રાપ્યજ એવા શ્રીવૈકુંઠની પ્રાપ્તીનેજ " મોક્ષ " કહે છે, કારણકે ખુદ ભગવાને પણ તેમજ કહ્યુ છે કે,

" यद्गत्वा न निवर्तन्तेतद्धाम परमं मम "

તેમ કહેનાર ખુદ શ્રીકૃષ્ણચદ્રજ પોતે " શ્રીપતિ શ્રીમન્નારાયણજ છે

" ब्रह्मण्यो देवकी पुत्रो ब्रह्मण्यो मधुसुदनः । ब्रह्मण्यो पुंडरीकाक्षो ब्रह्मण्यो विष्णु रुच्यते.

અને તેનુ ધામ તે

**" श्रीवैकुंठ भुवनम् "–" ॐ नमो नारायणायेति मंत्रोपासकः वैकुंठ भुवनं गमिष्यति तदिदं पुंडरीकं विज्ञानघनं तस्यातडिदाभ मात्रम् ॥ "**

" ૐ નમો નારાયણાય " મંત્રોપાસક વૈકુંઠ ભુવનમા જશે. તે આ પુંડરીક વિજ્ઞાનઘન વીજળી જેવી કાંતીવાળા છે. તેના ઉપાસકને તેનું તેવુ સ્થાન પ્રાપ્ત થાય છે તે સ્થાનપતિ શ્રીકૃષ્ણચંદ્ર સ્વયં ઉપર પ્રમાણે શ્રીમન્નારાયણજી કહેનારા છે કે મારા ધામે ગએલા પાછા ફરતા નથી તેવુ મારૂ ધામ છે

એઉની ભક્તીમા પણ ભેદ છે. તેઓ પોતે બ્રહ્મ બનવાને ભક્તી કરે છે! તે શ્રદ્ધા લક્ષણા છે વૈષ્ણવોની પ્રેમલક્ષણા છે. જીવનુ સ્વરૂપ છે કે ભક્તી કરે.

એઉના બ્રહ્મમા પણ ભેદ છે સગુણ કલ્યાણ ગુણગણ વિશિષ્ટ બ્રહ્મ વૈષ્ણવોને છે. તેમનો બ્રહ્મ નિર્વિશેષ બ્રહ્મ છે તેમના જે પ્રમાણો આવે છે તેથી જ બ્રહ્મ સવિશેષ ઠરી જાય છે. તે સમઝવાને વૈષ્ણવવીર મહાત્મા અનંતપ્રસાદજીનો " અદ્વૈત વિવેચન " એક લેખ જોઈ લેવો બસ થશે.

---

## ૧૯ अवधि गोचरता.

કામ્યકર્મનો ત્યાગ અને મુક્તિ પ્રાપ્યર્થે હરિકૃપા સંપાદન કરી લેવાને શ્રીહરિ પાદારવિંદમા જ દૃઢ ચિત્તવૃત્તી રોકી રાખવી તે અવધિ ગોચરતા ભગવાન કહે છે કે શ્રુતિસ્મૃતિ તે મારી આજ્ઞાઓજ

છે. તે નહીં માનનારા તેનુ ઉલ્લંઘન કરનારા લોક મારા ગુન્હેગાર દ્રોહી છે. ભક્ત વૈષ્ણવ તેજ જે વિશ્નુ આજ્ઞાઓને માને પાળે તેને તોડનારને "વૈષ્ણવ" કેમ ગણી શકાય ?

"વૈષ્ણવ" નુ લક્ષણ એજ કે—સ્વવર્ણાશ્રમ ધર્મ છોડે નહીં; શત્રુમિત્રપક્ષમા સમદર્ષ્ટી રહે, અસ્તેય સેવે. પારકી વસ્તુ લે નહી; કોઇની હાની ચિંતવે નહીં, કરે નહી, અને શુદ્ધ ચિત્ત રહે. તેમ હોય તેજ વિષ્ણુભક્ત કામ્યકર્મનો પરિત્યાગ કરે અને મોક્ષ સારૂ કેવલ શ્રીહરિ કૃપામા જ દૃઢ વિશ્વાસ રાખે. તે વૈષ્ણવ, બીજાઓ બ્રહ્મજ્ઞાનને મોક્ષમા પ્રયોજક માત્ર માને છે તે યથાર્થ નથી.

---

## १६. पराकाष्ठता.

સાસારીક સુખદુખે સમાન વૃત્તિવાન, સર્વ પ્રકારે ભગવત્ ભાગવત્ સેવા સંપૂર્ણ પ્રકારે કરે, જેવી શ્રી અનંત શેષજી કરી રહ્યા છે. શ્રીપતિનુ નિવાસસ્થાન—ગૃહ તે પણ શેષજી શૈયા જોઇએ તો શૈયા પણ શેષજી જ સિંહાસને શેષજી પાદુકા પણ તેઓજ, વસ્ત્ર તકીયા, છત્ર, ઇત્યાદી જેનો શ્રીપતિએ સંકલ્પ ઇચ્છા કર્યા કે શેષજી તે રીતે સેવામા તૈયાર ! એટલે સર્વ વિધિએ વાસ્તવિક શેષ તો શ્રી અનંત શેષજીજ છે. તેજરીતે યથાશક્તિ યથા સાધન સર્વાંશે પ્રેમપૂર્વક વૈષ્ણવે ભગવત્ ભાગવત સેવા કરે જવી જોઇએ. તેમાં કકળાટ ખીજ ચિત્ત હરગીજ ન જોઇએ. સાસારીક પરિવારાદિ દ્વારા પ્રાપ્ત સુખદુખોમા પણ સમાંનવૃત્તિ ઘટે છે. પરદોષ દર્શન ન જોઇએ. નિત્ય નૈમિત્તિક કર્મ ઉભય મંત્રાર્થાનુસંધાન, ભગવત્ ભાગવતાચાર્યની

સેવામાં વિશેષતઃ કાલક્ષેપ ખાસ ધ્યાન જોઇએ. અનેક વિધિ પાપોથી નિવૃત્તિ જોઇએ. આત્મવત્ સર્વ ભૂતોમાં સમદષ્ટી જોઈએ. સુખ હો કે દુ.ખ હો. ભગવદભિપ્રાય પ્રમાણે તેજ ખરો " યોગી " છે. પ્રિય અપ્રિય પ્રાપ્તીમાં સ્થીરમતિ નિર્મોહીત રહે બ્રહ્મવિદ્ હોય બ્રહ્મમાં સ્થીત રહે. સુ હૃદ મિત્રવર્ગમાં ઉદાસી; શત્રુબંધુઓમા સમાન મધ્યસ્થ; પાપીને સાધુપ્રતિ સમાન બુદ્ધિ; હર્ષ ન કરે, ન દ્વેષ કરે, ન ઇચ્છા કરે, ન શોક કરે; શુભઅશુભ બેઉને ત્યજે. ભકિતમાન તેજ નર ભગવાનને વ્હાલો છે. લોક જેનો દ્વેષ ન કરે જે લોકનો દ્વેષી ન બને. હર્ષ શોક ભય ઉદ્વેગથી સદા મુકત નિરાળો રહ્યા કરે તેજ ભકત પ્રભુપ્રિય છે.

---

## १७. उपाय स्वरुप ज्ञानता.

સંસાર તરવા સારૂ કેવલ એક ઉપાય શ્રી ભગવત્કૃપા છે. તે ભગવાનના મુખ્ય પાચ સ્વરૂપ પણ સૌ કોઈ જાણે છે. એક તો શ્રી પર વાસુદેવ શ્રી વૈકુંઠપતિ, બીજુ વ્યૂહ, ચતુર્વ્યૂહ, વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ; ત્રીજુ અવતાર શ્રીરામકૃષ્ણાદિ, ચોથુ અંતર્યામી અને ૫ મુ તે અર્ચાવિગ્રહ તેમા પ્રથમના ચાર તો મારા જેવા અલ્પ જીવોને દર્શનનો સંભવે નહી એટલે અગમ્યજ એટલે અર્ચાવિગ્રહ જે અમને તો આ શરીરે સેવા સારૂ સુલભ; સંસાર તરવાને તે અર્ચાવિગ્રહની જ કેવળ કૃપામા દૃઢ વિશ્વાસ. તેનુ નામ ઉપાય સ્વરૂપ જ્ઞાનતા છે. ગાયના દેહમાં દુગ્ધાંતરગત ઘ્રતે છે પરંતુ તે રીતે તે ઘ્રત તેને બળ દઇ શકતુ નથી. દુધ દુહે, તેમાંથી પ્રક્રીયા પુરઃસર ઘી

નીપજાવે તે ઘી અન્નાદિ સાથેજ તેને આપે ત્યારે તેનું બળ વધે છે. તેજ મીસલે અંતર્યામી ભગવાન અંતરે છે તેને ખોળવાને પ્રકટાવવા જોઇએ. તેજ અર્ચાવિગ્રહવાન પોતે છે. તેમની કૃપા સંસાર તરવામા પ્રધાન છે તે પરમ સુલભ છે. દયૈક નિધિ છે ભકતાધીન છે. સર્વ અપરાધોની ક્ષમા દેછે. બાહ્યેન્દ્રાયોને પણ ગોચર છે ભકત ભાગવતલોક જેવા ઉગ્ર દઢભાવે સેવે છે તે પ્રમાણે તેરીતે તે પ્રસન્ન થાય છે. માટે તેની કૃપા પ્રાપ્તી અવશ્ય સંભવીત છે તેના પુરાવા મોજુદ છે.

શ્રી બોડાણાની સેવાથી પ્રસન્ન તે તેને ગામ તેની જોડે ગયા ને રહ્યા જ છે. તીર સહ્યા, સવાવાલ સોનાથી તોલાયા ! તે હાલે અનેક પરચા પૂરે જ જાય છે ! તે અર્ચાવિગ્રહ શ્રી રણછોડ દામો દરદેવ પ્રત્યક્ષ સેવ્ય છે. તેજ પ્રભુએ નૃસિંહમ્હેતાના અનેક કષ્ટો નિવાર્યા સ્વહસ્તે ભરસભામા હાર પહેરાવ્યો તેજ રૂપે જીર્ણગઢમા હાલે પ્રત્યક્ષ વિરાજે છે અને તેજ પ્રભુસેવાથી પ્રસન્ન થઇ પરબત મ્હેતાને "વૈષ્ણવ" પદ પરંપરાગત આપી દઇ સૂક્ષ્મરૂપે મંગલ પુરમાં સંવત ૧૫૦૧ માં પધારી તેજ અર્ચાવિગ્રહમા આદિરૂપ સ્વરૂપે ભકતવીરને દીવ્યદર્શન દેનારા તે કુલ પરિવારથી સેવા લેતા હાલે કાળક્રમે કરીને એજ જીર્ણગઢમાજ વિરાજે છે એ પરમતમ્હેતાના વંશમાં થએલા ભકત પ્રભુલાલભાઇની સેવાના શ્રીમુરલી મનોહર સ્યામિનીજી જુગલજોડી મંગલપુરમા પ્રત્યક્ષ પ્રકટ વિરાજીત રહ્યાની પ્રતીતી સારૂ પરીશ્રમ લીધાના પરચારૂપે શ્રી કુમકુમા પદ્મ પાદ ચિન્હોના પ્રત્યક્ષ દર્શન ધારશી ભકતના મંદીરે સં ૧૯૬૦ ની વસંતપંચમીએ કારણ વિશેષથી તત્કાલ અનેક ભાવીક ભકતોને

મગલપુરની નાગર જ્ઞાતિને તે દિવસે પ્રાત કાલમાં થઈ ચૂક્યાં છે. વાહ વાહ.! અર્ચાવિગ્રહ કટાક્ષ કૃપાની પરિસીમાજ છે શ્રીનાથબાવા શ્રી પુંડ્રીક વિઠ્ઠલથી શ્રી બાલમુકુદ આદિ અનેક અર્ચાવિગ્રહોના અ-નેક ભકતોના પરચાઓના અનેક પ્રાચીન દાખલાઓ પરીચીત છે. પ્રસિદ્ધ છે અર્ચાવિગ્રહ ભગવાન એવા દયાળુ છે. માનસીક ઉપાસં-નામા પણ એજ અર્ચાવિગ્રહ ભગવદ્રુપ ધ્યાનમા મોજુદ પણ તે અતી કઠણુ કામ છે. વિરલ ભાગ્યવાનનેજ સાંગોપાગ બની આવે છે ધ્યાન કરીને ધ્યાનાવસ્થિતદશામા સર્વવિધિ આરાધન તેજ માનસીક ઉપાસના છે. યોગ છે. યોગયુકતતા છે

---

## ૧૮ आत्मारामता.

સર્વ વિધિ સયોગ વિયોગાદિ સુખદુખમા સમાનતા–ન હર્ષ–ન ઉદ્વેગ–દ્વદ માત્રનો ધૈર્યથી અનુભવ, પરિવારાદિમા અનાસક્તિ; કોઇનો પ્રેમ સાચો નથી. સ્વાર્થ કે સમૃદ્ધી હેતુભૂત છે એમ પક્કી દઢતા પુત્ર પ્રકટે તો સમયે જન્મ થવામા જનનીજ મરે, મોટો થતો જાય તેમ પિતાના દ્રવ્યનો અનેક વિધિ વ્યય–નાશ, અને મરી પડે તો પોતા સાથે ગોયા પિતાના પ્રાણ પણ સગે લેતો જાય એ પુત્ર સપત્તિનો મહા સુખાસ્વાદ. વન બાળનાર અગ્નીને પવનની સહાય મળ્યેથી વધે છે. તેજ અગ્ની દીપમા છે. અલ્પ પવનને ઝપાટે તે બુઝાઈ શાંત થાય છે. તેજ ધાટ–હિસાબ–ઓનો ને ધનનો છે. ઉપાર્જન–રક્ષણુ–નાશ–માતાપિતા–બધુવર્ગ ને પિતા પુત્રમા વિશેષ કારણે ધન બને છે. સાચુ નિ:સ્વાર્થ કેવલ કલ્યાણકારીજ એવુ

સગી કોઈ નથી. પ્રાકૃત પદાર્થ માત્ર દુઃખપ્રદ વિશેષ છે સર્વ વિધિ સર્વસ્વ તો માત્ર એકજ શ્રીપતિ શ્રીમન્નારાયણજ સાચ્ચા છે. જે ગણો તે બધુંએ તે શ્રીપતિ "वासुदेवः सर्वं समहात्मा सुदुर्लभः" શ્રીમન્નારાયણમાજ રમી રહેનારા સાચા આત્મારામ ' છે. અને તે એકતાનતા તે "આત્મારામતા " છે-સસ્કાર બળથી-દીર્ઘકાળ પર્યંતના અનુસધાન-અનુષ્ટાનથી અવશ્ય એ સ્થીતિ આવે છે એ ઘણાના અનુભવની વાત છે.

ઇતિ—શાંતિ. શાંતિ. શાંતિઃ

---

પદ્માધિરાજે ગરૂડાધિરાજે, વિરંચિ રાજે
સુરરાજ રાજે, ત્રૈલોક્ય રાજે ખિલલોક રાજે.
શ્રીરંગ રાજે રમતાં મનોમે ॥
બ્રહ્માદિ વદે ચ શિવાદિ વંદે સનકાદિ વંદે
ચ શુકાદિ વંદે, ત્રૈલોક્યવદે મુનિ ચારૂ
વદે, શ્રીરગ વદે, રમતાં મનોમે ॥

---

અનતાનંત શયન ! પુરાણ પુરૂષોત્તમ ! ॥
રંગનાથ ! જગન્નાથ ! નાથ તુભ્યં નમોનમઃ ॥